# પ્રકાશકના બે બોલ

"મારૂં જીવન એ જ છે મારો સંદેશ" મહાત્મા ગાંધીજીના આ શબ્દો આપણા અંતરમાં ઉતરી જાય છે. શબ્દો કરતાં જીવન વધારે અસરકારક રીતે આપણા પર અમર કરે છે. આ પુસ્તકમાં શ્રી સ્વામી શિવાનંદજીની દિનચર્યા–એમનું જીવન–જેવું તેઓ જીવ્યા છે અને જીવે છે તે જ વાંચકની સમક્ષ મુકવામાં આવે છે. એમનું જીવન બધાજ યોગોનું એકીકરણ છે. દરેક સાધકને પોત પોતાના રસ્તામાં–સાધનામાં–માર્ગદર્શક બનો. એજ પ્રાર્થના.

આ પુસ્તક વાંચકની આગળ ધરવામાં મદદ કરવા માટેનું માન શ્રી. રણછોડલાલ જેઠાલાલ શાહને ફાળે છે. આ માટે એમને ધન્યવાદ.

બૃહદ ગુજરાત દિવ્ય જીવન સંઘ
વીરનગર.
તા. ૧–૯–૫૭

—પ્રકાશક

# અનુક્રમણિકા



## ૧. પૂર્વાર્ધ.


| | |
|---|---|
| ૧ બાવીસ વર્ષ પૂર્વે | ૧ |
| ૨ શિક્ષણ (ઇંટિયાપુરમમા) | ૫ |
| ૩ શિક્ષણ (ત્રિચીનોપોલીમા) | ૮ |
| ૪ મનાયામા | ૧૦ |
| ૫ પરિવર્તન | ૧૨ |


## ૨. ઉત્તરાર્ધ.


| | |
|---|---|
| ૬ પ્રસ્તાવના | ૧૭ |
| ૭ હઠયોગ સાધના | ૨૩ |
| ૮ કર્મયોગ | ૩૫ |
| ૮ ભક્તિયોગ | ૮૬ |
| ૧૦ રાજયોગ | ૧૩૭ |
| ૧૧ જ્ઞાનયોગ | ૧૭૩ |
| ૧૨ પૂર્ણયોગ | ૧૮૭ |
| ૧૩ ઉપસંહાર | ૨૦૩ |

ॐ नमः शिवानंदाय ।

# પૂર્ણ યોગેશ્વર
# સ્વામી શિવાનંદ સરસ્વતી.

## પૂર્વાર્ધ

## ૧

## બાવીસ વર્ષ પૂર્વે

ગ્રીષ્મનો મધ્યાહ્ન ધખતો હતો. પક્ષીઓ પોતાના માળામાં ભરાઇ બેઠાં હતાં. માનવીઓ તાપથી બચવા પોતાની ઝૂંપડીઓમાં સંતાઈ ગયા હતા. ધરતી તપીને તામ્રવર્ણી થઇ ગઈ હતી. ત્યારે એક નવયુવક ખુલ્લા પગે મુસાફરી કરી રહ્યો હતો. તેનું નામ છે પી. એસ. વેંગુ આયર. આવા પ્રચંડ તાપમાં શા માટે આ નવયુવક ખુલ્લા પગે ચાલી રહ્યો હશે ?

તેનૃ હૃદય વૈરાગ્યથી ભરપૂર હતું. સંસારનાં સુખોને તિલાંજલિ આપી તે નિવૃત્તિ માર્ગ પર આગળ ધપી રહ્યો છે. તેણે આત્મસાક્ષાત્કાર કરવા માટે પોતાની જન્મભૂમિ પદ્દામડાઈનો ત્યાગ કર્યો છે. તે પારલૌકિક પરમદિવ્ય શાંતિની પ્રાપ્તિ માટે આવા પ્રચંડ તાપમાં ગૃહત્યાગ કરી આગળ વધી રહ્યો છે.

પરમાત્મા પ્રાપ્તિ કાજે નથી તેને દેહનુ ભાન કે નથી આ વાસ્તવિક પરિસ્થિતિનું જ્ઞાન. ગ્રીષ્મની આ અગ્નિ-

વર્ષા તેને જરા પણ અસર કરી શકતી નથી. કારણ ? કારણ કે તેના દિલમાં વૈરાગ્યનો પ્રચંડ અગ્નિ સળગી રહ્યો છે.

આખા દિવસની મજલ પછી સાંજના સમયે તે એક વિશાળ શિવાલય પાસે આવી પહોંચે છે. શિવાલયની શીતળતા તેનું સ્વાગત કરે છે. પાસે આવેલા સ્વચ્છ સરોવરનું પાણી પીધું તેથી તેને કંઇક સ્ફૂર્તિ આવી. તે દીવાલના આધારે બેસી ગયો. જરા કળ વળી એટલે શાંત ચિત્તે વિચારવા લાગ્યો.

કેવી શાંતિ ! તેના પળમાત્રના અનુભવથી યાત્રિકને ચિરશાંતિ મળે છે. મનુષ્ય અજ્ઞાની છે. તે નિવૃત્તિમાર્ગનો ત્યાગ કરી સંસારની અનેક જંજાળો વચ્ચે સુખ પાછળ ઝાંઝવાંનાં જળની માફક ભમે છે.

ત્યાં આ નિવૃત્તિમાર્ગનો પથિક કોઇ કઠોર તપશ્ચર્યા દ્વારા આત્મસાક્ષાત્કાર કરી અમરપદનો અધિકારી બને છે.

એકાએક તેની વિચારધારા અટકી પડે છે. આંખ સ્થિર થતાં થોડા જ સમયમાં તે ધ્યાનસ્થ બને છે. તે અધિક સૂઈ ન શક્યો. શિવાલયના ગર્ભદ્વારમાંથી એક

દિવ્ય આભા જણાવા લાગી. પ્રકાશ ધીરે ધીરે ફેલાતો ગયો. આ પ્રકાશ અર્ધનિદ્રામાં પડેલા આ નવયુવક શ્રી. પી. એસ. વી. આયરને નવીન દિવ્ય દ્રષ્ટિ આપી રહ્યો હતો. આ દિવ્ય પ્રકાશની વચ્ચેથી તેને એક મધુર સ્વર સંભળાયો.

"બાળ, તારી મહત્વાકાંક્ષા અવશ્ય પ્રશંસનીય છે. તેમાં જરા પણું શંકા નથી, પરંતુ તારે તારો વિચાર છોડવો પડશે. ફરીથી આ સંસારમાં સ્થિર થવું પડશે. આ સંસારની સ્થિતિ મારાથી અજાણી નથી."

"અધર્મથી પીડિત ધરતીનો પોકાર મારે સાંભળવો જ પડશે. કુદરતની પ્રાર્થનાઓ ઉપર મારે ધ્યાન દેવું પડશે. મેં અનેક અવતારો લીધા છે, પરંતુ તેનાથી કામ પરિપૂર્ણ નથી થયું, તેથી ભક્તોની રક્ષા માટે મારે ફરીથી આ પૃથ્વી પર જન્મ લેવો પડશે. હું તારા કુળમાંજ જન્મ લેવા ઇચ્છું છું. તે યોગ્ય પણ છે."

"માટે પુત્ર પાછો જા ! પાછો જા !"

"સંસ્કૃતિના નાશની હીણુ દશાને જોઇને પાછો ફર. ફરીથી ગૃહસ્થ બન. પૃથ્વીના પોકારને સાંભળી પાછો જા !"

"પુત્ર પાછો ફર! સંસારના કલ્યાણ માટે, દીન-દુઃખીઓના ઉદ્ધાર માટે, પતિતોના ઉત્થાન માટે, તારા પવિત્ર કુળમાં લીલા કરવા માટે, રડતાને હસાવવા માટે, સંસ્કૃતિની પુનઃ સ્થાપના કરવા માટે, ભૂલ્યા ભટક્યાને માર્ગ બતાવવા માટે અને ભક્તોને બચાવવા માટે હું જન્મ લઇશ. માટે પાછો ફર! વિલંબ ન કર!"

પ્રકાશ અદૃશ્ય થયો. સર્વત્ર અંધકાર વ્યાપી ગયો. તે ઊઠયો. મૂર્તિને પ્રણામ કરી બહાર નીકળ્યો. મંદિર પૂર્વવત્ શાંત બની ગયું. ઘેર પાછો ફર્યો. પુનઃ સંસારી બન્યો અને સતી સાધ્વી માતા પાર્વતીની કૂખે એક દિવ્ય જ્યોતિના અવતરણ માટે નિમિત્ત બન્યો. ઇ. સ. ૧૮૮૭ ના સપ્ટેમ્બરની ૮ મી તારીખે આ જગત પર ચૈતન્ય જ્યોતિનો આવિર્ભાવ થયો.

બે વર્ષ પછી આ જ શ્રી. પી. એસ. વેંગૂ આયર આજ શિવાલયમાં બાળકની જન્મોત્રી લઇને બેઠા છે. જ્યોતિષીઓએ ભવિષ્ય ભાખ્યું કે આ બાળક સંસારના અંધકારને નિવારી જનતાને પરમ જ્યોતિનાં દર્શન કરાવનાર થશે. આ બાળક તેજ આપણા સ્વામી શિવાનંદ સરસ્વતી.

# ૨

## (શિક્ષણ (ઇરિયાપુરમમાં)

ઇરિયાપુરમની શ્રી રાજાજી હાઇસ્કૂલના પ્રાર્થના ગૃહમાં એક બાજુએ વિદ્યાર્થીઓ એકત્રિત થયા છે અને બીજી બાજુએ શિક્ષકો બેઠેલા છે. શાળાના આચાર્ય પ્રાર્થનાગૃહમાં પ્રવેશ કરે છે. તેમની પાછળ પાછળ એક સુદૃઢ શરીર, વિશાળ ભાલ અને સરળ હૃદયવાળો સોળ વર્ષનો નવયુવક ચાલ્યો આવે છે.

બધા વિદ્યાર્થીઓ ઊઠયા અને બેઠા. આચાર્યશ્રીએ કહ્યું, "આજનો પ્રસંગ શા માટે યોજવામાં આવ્યો છે તે આપ જાણો છો. આપણી શાળાનો આ દશમી શ્રેણીનો વિદ્યાર્થી કૃપ્પુસ્વામી, મદ્રાસ વિશ્વવિદ્યાલયમાં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ થયેલ છે. છેલ્લાં આઠ વર્ષોથી તેની પ્રતિભાનો પરિચય તમો સર્વને મળતો રહ્યો છે. આજે આપણા માટે હર્ષનો વિષય છે કે આપણી શાળાનો વિદ્યાર્થી પ્રથમ વર્ગમાં આવેલ છે. શોક એટલા માટે કે

તે આજે આપણી વચ્ચેથી જશે. હવે તે ત્રિચીનોપોલીની એસ. પી. જી. કોલેજને શોભાવશે."

એટલામાં એક વયોવૃદ્ધ શિક્ષક શ્રી. કૃષ્ણસ્વામી ઊઠયા અને બોલ્યા, "આ સફળ વિદ્યાર્થી કંઈક બોલે."

શ્રી કૃષ્ણસ્વામી ઊભા થયા. ૐ ના રણકાર વચ્ચે તેમનું વ્યાખ્યાન શરૂ થયું.

"મારા વહાલા વિદ્યાર્થીઓ ! તમો આવતી કાલના નાગરિકો છો. માતૃભૂમિની આશા છો. તમારે જીવનનું ધ્યેય હમેશાં લક્ષમાં રાખવું જોઇએ. નૈતિક બળ એ ઉન્નતિનો પાયો છે. ચારિત્ર્યનો વિકાસ એ આધ્યાત્મિક સાધનાનું મુખ્ય અંગ છે. મહાન આત્માઓએ નામ, યશ અને સન્માન આ ચારિત્ર્યના બળ ઉપરજ મેળવેલાં છે."

"બ્રહ્મચર્યનું પાલન કરો. તે સર્વોચ્ચ ધર્મ, જ્ઞાન અને બળ છે. જાગો. કુસંપનો ત્યાગ કરો. સંપ ત્યાં જંપ. સ્ત્રીઓની મજાક ન કરો. ગમે તેવા સંજોગોમાં પણ સત્ય બોલો. કોઇ પણ જીવને મન, વચન કે કર્મથી દુઃખ ન પહોંચાડો. વેદ અને મંત્રશક્તિ ઉપર વિશ્વાસ

રાખો. સાત્વિક ભોજન કરો. ભૂલનો પશ્ચાત્તાપ કરો. બધાને ચાહો."

આશ્રમે વાતાવરણમાં શાંતિ પથરાઈ ગઈ. બધા નિરાશ થઈ ગયા. ત્રીજે દિવસે બાપાએ આ ઉત્સાહવાન અને પ્રતિભાશાળી વિદ્યાર્થીને ઇરિયાપુરમ સ્ટેશનેથી ત્રિચીનોપોલી જવા માટે ભાવભીની વિદાય આપી.

ૐ

## ૩

### શિક્ષણ (ત્રિચીનોપોલીમાં)

મહાવિદ્યાલયમાં આવ્યા પછી તેમની પ્રતિભા વધુને વધુ વિકસતી જાય છે. અધ્યાપકગણ તથા વિદ્યાર્થીઓનો સ્નેહ તેઓએ સંપૂર્ણ રીતે સંપાદન કરી લીધો છે. અભ્યાસની સાથે સાથે મહાવિદ્યાલયના સ્નેહસંમેલન જેવા પ્રસંગોમાં પણ તેઓ રસપૂર્વક ભાગ લેતા. નાટકો ખેલતા અને ગીતો ગાતા.

ઇ. સ. ૧૯૦૩ નો એ દિવસ આપણને હંમેશ માટે યાદ રહી જાય તેવો છે. તેજ પ્રમાણે ઇ. સ. ૧૯૦૫ ના સ્નેહસમ્મેલન-ટાંવખતનો. તેમાં તેઓએ એથેન્સની હેલનના પાત્રમાં મર્મસ્પર્શી સંગીત ગાયું હતું. પોતાના અભ્યાસકાળ દરમ્યાન તેઓ સેવાના ક્ષેત્રમાં પણ અજોડ હતા.

એક દિવસ બજારમાંથી તેઓ પસાર થઇ રહ્યા હતા. એક આંધળી ડોશી રસ્તો ઓળંગવાનો પ્રયત્ન

ફરી રહી હતી. તેની સામે જોતાં જ તેમનું હૃદય ફરી ઊઠ્યું. તે રોગીને ઓળખી તેઓ તેને પોતાને ઘેર લઈ ગયા. તેને ભોજન કરાવ્યું અને ઉપરથી રૂપિયો દક્ષિણા આપી.

દિન પ્રતિદિન તેમનો અભ્યાસ વધતો ગયો અને હવે તેઓ શાસ્ત્રીના અભ્યાસમાં પારંગત થયા. ઇ. સ. ૧૯૧૩ ના સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે મહાયાત્રાથી દીનદુઃખી, પીડિતજનોનો આર્તનાદ દૂરદૂરથી તેમના દયાળુ કાને અથડાયો. તેમની સેવા માટે હિંદનો કિનારો છોડ્યો.

ૐ

## ૪

### મલાયામાં

"નીગ્રો મેમ્બલાન"માં સાત વર્ષ સુધી ડોક્ટર તરીકે રહી સિંગાપુરની નજીક આવેલ જોહરૂબાહરૂની યાત્રા કરી. ત્યાં ત્રણ વર્ષ રહ્યા. ત્યાં યુરોપિયન ડોકટરો મી. પાર્સન્સ, મી. ગાર્વિક તથા મી. સ્વેની તેમની પ્રતિભા અને સેવાપરાયણતા પર મુગ્ધ બન્યા. ડો. સ્વેની તો તેમની સેવા પર વારી જતો. તે કહેતો, "સાંભળો! ડોક્ટરના ઓરડામાં કોઈ કોઈ વખત રાત્રે મોડે સુધી પ્રકાશ દેખાતો રહે છે. એક દિવસ આશ્ચર્ય વચ્ચે હું એમના ઓરડામાં દાખલ થયો; ડોક્ટર તેમની ખુરશીમાં બેઠા બેઠા કંઇ વિચારતા હતા. મારા આગમનનુ પણ તેમને ભાન નહોતું. તેઓ લેખન કાર્યમાં મશગુલ હતા. વચમાં વચમાં તેમના મુખમાંથી "ૐ નમઃ શિવાયના સાદ નીકળતા હતા."

ડો. સ્વેનીને તેઓએ જણાવ્યું, "જીવન અનિત્ય છે. દરેક વ્યકિત દુઃખી છે. કોઈ ઠેકાણે શાંતિ નથી.

વકીલો કહે છે બેરિસ્ટર વધુ સુખી છે. બેરિસ્ટર કહે છે કે ન્યાયાધીશ વધુ સુખી છે. પરંતુ આ સંસારમાં એવું કોઈ નથી કે જે સાચું સુખ પામી શકે."

"આ રોગગ્રસ્ત નર-નારીઓને કદી રોગમુક્ત કરી શકાશે? સુષુપ્ત માનવતાને હું ક્યારે જગાડીશ? સજ્જન-દુર્જન, રાય-રંક, ઊંચ-નીચ બધા જ્યારે મારી સાથે પ્રેમ કરશે ત્યારે માનવતાનો પાયો નંખાશે."

આ પ્રમાણે તેઓ માત્ર માનવીય ડોકટરી જીવનથી સંતુષ્ટ નથી પરંતુ દિવ્ય ડોકટરી જીવનમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખે છે. માત્ર શારીરિક વાઢકાપથી તેમને સંતોષ નથી પરંતુ વિરાટ ડોકટરી જીવનનો આધ્યાત્મિક જીવનનો માર્ગ તેમને અપનાવવો છે.

ૐ

# ૫

## પરિવર્તન

એક ભિખારી હતો. દરરોજ સવારે સડકની પગથી પર બેસી લોકો પાસેથી પાઈ પૈસો મેળવી જીવન ગુજારતો. વહાણું વાયું, મધ્યાન થયો, પણ આજે તેને કંઈ પણ મળ્યું નહોતું. તે નિરાશ થઈ ગયો. એટલામાં એક નવયુવક વિચારમાંને વિચારમાં તે બાજુએ ચાલ્યો આવતો હતો. ભિખારીએ તેને જોયો. તે બોલ્યો, "આવી ગયા ડૉક્ટર !"

"કેમ નિરાશ દેખાઓ છો ?" ડૉક્ટરે વળતો પ્રશ્ન કર્યો. "મહારાજ" તે આગળ ન બોલી શક્યો. ડૉક્ટર સમજી ગયા. ભિખારીને બોલવાનું નહોતું. તેની દરિદ્રતા બોલતી હતી. તે ભિખારીને તેઓ પોતાને ઘેર લઈ ગયા. તેને નવડાવ્યો, ખવડાવ્યું અને થોડા પૈસા આપી વિદાય કર્યો.

દરિદ્રના વેશમાં નારાયણની સેવા માનતા એવા તેમનો વૈરાગ્ય વધતો જતો હતો. દીન-દુઃખીઓમાં તેઓ

પરમાત્માનાં દર્શન કરતા; તેમની સેવા કરતા. તેઓ વિચારતા, "મનુષ્યનું ધ્યેય શું છે? તેનો નાશ શાથી થાય છે? તેનાથી કેમ બચાય?"

"હસવું, રડવું, સુખ દુઃખ બધું જ્ઞાનીને મન સમાન છે. ઓ અજ્ઞાની! તું કયારે સમજીશ કે તારે જ હસવાનું છે, તારે જ રડવાનું છે, તારે જ હાથે ફરી ફરી તારો વિનાશ થવાનો છે."

ડૉક્ટરે આ નાશવંત સંસારમાંથી મુક્ત થવાનો સંકલ્પ કરી લીધો. તેમણે કહ્યું, "હું જઇશ, જરૂર જઇશ, જ્યાં સુખ મળશે, જ્યાં શાંતિ મળશે ત્યાં જઇશ. માત્ર મારા માટે નહિ. સમસ્ત સંસારના સુખ માટે, શાંતિ માટે. સંસારના કલ્યાણ માટે જીવનનું ધ્યેય આત્મ-સાક્ષાત્કાર છે. માટે ઊઠો. પ્રેમ કરો. શુદ્ધ બનો. ધ્યાન દ્વારા અનુભવ કરો.

ડૉક્ટર વિચારમગ્ન હતા. એટલામાં ડૉ. સ્નેની ત્યાં આવી પહોંચ્યા અને તેમણે પૂછ્યું, "આજે મારા હૃદયમાં એક ભાવના જાગ્રત થઈ છે કે સારી દુનિયા સુખ માટે પ્રયત્ન કરે છે પણ સુખ કોઇને મળતું નથી. આનું કારણ શું?"

"તમારો પ્રશ્ન બરાબર છે. નાનામાં નાના પ્રાણીથી માંડી મોટામાં મોટા જીવ સુધી કોઇને સુખનો પૂર્ણતયા અનુભવ થતો નથી. ખરેખર સુખ એ માયાની સૃષ્ટિ છે.

તે દેશકાળ પ્રમાણે પરિવર્તન પામે છે. મારું સુંદર ભોજન બીજાને માટે હળાહળ ઝેર હોઈ શકે છે."

ડૉ. ગ્રેની પૂછે છે, "આમાંથી છૂટવાનો સરળ ઉપાય બતાવશો ?"

તેઓ કહે છે, "સરળ ઉપાય ? મરળ ઉપાય એ જ કે દીન-દુઃખીઓની સેવા કરો. સર્વનું ભલું કરો.કર્મફળનો ત્યાગ કરો."

"બીજો ઉપાય છે ભક્તિ. તમારા સ્વરૂપને પરમાત્મામય બનાવો."

"ત્રીજો ઉપાય છે શરીરને સ્થિર રાખી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી, યમ નિયમ દ્વારા ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી જીવનને ઉન્નત બનાવવાનો."

"ભગવદ્ ભક્તિમાં ચિત્તને જોડો."

ડૉ ગ્રેની ચાલ્યા ગયા ફરી તેઓ વિચારમગ્ન બન્યા. માયારૂપી પડદો તેમની દૃષ્ટિ આગળથી ખસી ગયો. તેમણે ચૈતન્યનું દર્શન કર્યું. તેઓ બોલી ઊઠયા, "બસ, પૂર્ણ જ્યોતિનાં દર્શન માટે હું જઈશ. માયા ! તું મારા માર્ગમાંથી દૂર હટ !"

તેઓ એકાએક ઊઠયા સડકપર ચાલવા લાગ્યા. 'ૐ નમઃ શિવાય'ના જપ દ્વારા ઘરને તિલાંજલિ આપી. મલાયાની દુનિયાનો ત્યાગ કર્યો. તેઓ મદ્રાસના કિનારે ઉતર્યા. ત્યાં તો તેઓ પ્રથમથી જ પરિચિત હતા.

ॐ सद्गुरु परमात्मने शिवानंदाय नमः ।

# પૂર્ણ યોગેશ્વર

# સ્વામી શિવાનંદ સરસ્વતી.

## ઉત્તરાર્ધ

## પ્રસ્તાવના

### શિવાનંદયોગના આધારસ્તંભ

અત્યંત પ્રસન્નતા, પૂર્ણસમર્પણની ભાવના, અનંત પ્રેમ, સહનશીલતા, ક્ષમા અને ભેદભાવ વિનાની સેવા માટે અદમ્ય ઉત્સાહ વગેરે ગુણો પૂ. સ્વામી શ્રી શિવાનંદજીને જન્મસિદ્ધ છે. આ ગુણો તેમના જીવનમાં વણાએલા છે. આ જ ગુણોને કારણે વિદ્યાર્થી જીવનમાં તેઓ શિક્ષકોના પ્રિય વિદ્યાર્થી અને સહપાઠી વિદ્યાર્થી મિત્રોના માર્ગદર્શક હતા. દાક્તર તરીકેની કારકિર્દીમાં આ ગુણોને લીધે તેઓએ ભારત તેમજ મલાયામાં ખૂબ ખ્યાતિ અને જનતાનો પ્રેમ સંપાદન કરેલો. આ જ ગુણોમાં થોડા પણ મહત્ત્વના પરિવર્તનને કારણે આજે તેઓ આ દુનિયામાં એક મહાત્મા તરીકે પ્રસિદ્ધ છે.

આ રીતે સ્વામીજીના જીવનમાંથી દિવ્યજીવનના આધારરૂપ એવા સેવા, પ્રેમ અને દાન રૂપી ત્રણ મહામંત્રોનો આવિર્ભાવ થયો છે. તેમાં ચોથો મહામંત્ર 'ધ્યાન' ઉમેરતાં, તે ચાર આધારસ્તંભો ઉપર આત્મ-સાક્ષાત્કારની દિવ્ય ઇમારતનું નિર્માણ થયું છે.

આપણે 'ગુરુ' શબ્દનો જે સામાન્ય અર્થ ઘટાવીએ છીએ તેવા અર્થમાં તેમને કોઇ ગુરુ નહોતા, જે તેમને હાથ પકડી દોરવણી આપે, તેમની ભૂલો સુધારે, કે તેમની થોડી ઘણી સિદ્ધિઓને આધારે તેમને આગળ વધારે. જે સ્વામીજી (સ્વામી શ્રી વિશ્વાનંદજી) એ તેમને સંન્યાસ દીક્ષા આપી તેઓ પોતે જ આવો મહાન્ શિષ્ય મેળવવા બદલ પોતાની જાતને ખૂબજ સૌભાગ્યશાળી સમજતા હતા. સંન્યાસ આપ્યા પછી આ પ્રબુધ્ધ શિષ્યને વધુ કાંઇ પણ ઉપદેશ દેવા તેઓ જરાપણ રોકાયા નહોતા. સ્વામીજીએ કદી પણ પોપટિયા યોગથી કે બૌદ્ધિક યોગથી પોતાનો જ્ઞાન-ભંડાર ભર્યો નથી. તેમને મન તો 'યોગ અને વેદાંત'-એ, શબ્દોની ગોખણપટ્ટી કે વિચારોની સમજ નહિ, પરંતુ સાચા અર્થમા જીવન જીવવાની કળા છે.

જો કે સ્વામીજીએ ખૂબ વાચ્યું છે અને તેથી પણ વધુ લખ્યું છે, છતા તેઓ સદા એક ક્રિયાશીલ સંત-યોગી જ રહ્યા છે. તેઓ આજીવન વૈજ્ઞાનિક છે. તેમનુ જીવન તે જ તેમની પ્રયોગશાળા અને 'દિવ્ય જીવન' તે જ તેમની શોધ છે. આ શોધ તેમની જન્મજાત દૈવી

ઋષિસોને આભારી છે. ક્રિયાત્મક સ્વભાવ અર્થાત્ સેવા, અનુકંપાપૂર્ણ હૃદય અર્થાત્ પ્રેમ અને ઉદાર હાથ અર્થાત્ દાન–આ ત્રણના સમૂહમાં ચોથું 'ધ્યાન' ક્યારે અને કેવી રીતે ઉમેરાયું તેનું અનુમાન કરવું તો ખૂદ પૂ. સ્વામીજી માટે પણ મુશ્કેલ છે. સ્વામીજી પૂર્ણ શક્તિશાળી છે. બીજી કોઇ વ્યક્તિ પણ નિષ્કામસેવા, વિશ્વપ્રેમ અને સહજદાન વગેરે ગુણોનું સતત આચરણ કરે તો તે પણ ધ્યાનમાં સફળતા પામી શકે છે. અલબત્ત, બધાએ ધ્યાનનો અભ્યાસ તો દરરોજ કરવો જોઇએ. ધ્યાનનું ફળ તે જ આત્મસાક્ષાત્કાર.

સેવા, પ્રેમ, ધ્યાન અને આત્મસાક્ષાત્કાર–આ ચાર સ્વામીજીના જીવન અને સાધનાના મૂળ-આધારો છે. દાન એ પ્રેમ અને સેવાનો એક નાનો પણ ખુબજ મહત્વનો અંશ છે. આ સર્વ એકઠાં મળતાં સ્વામીજીનો પૂર્ણયોગ પરિણમે છે. આ શોધ તે જ દિવ્ય જીવન સંઘના ચાર આધાર સ્તંભો–નિષ્કામસેવા, વિશ્વપ્રેમ, સહજદાન અને ધ્યાન. આ ચારે આત્મસાક્ષાત્કારના ચાર જુદા જુદા માર્ગોના પ્રતિનિધિ છે. નિષ્કામ સેવામાં આપણને કર્મયોગનાં દર્શન થાય છે. વિશ્વપ્રેમ આપણને

પૂર્ણહૃદયથી, પૂર્ણમનથી અને પૂર્ણઆત્માથી પ્રભુને ચાહવાની અથવા પરાભક્તિની યાદ દેવડાવે છે. 'ધ્યાન' આપણને રાજ્યોગ અથવા અષ્ટાંગયોગનો અભ્યાસ કરવાનું સૂચવે છે. છેલ્લે 'સાક્ષાત્કાર' પરમાનંદ અને શાંતિ તથા શક્તિના અનંત ભંડાર રૂપ '**તત્ત્વમસિ**'ની ભાવના આપણામાં ભરી આપણને અમર આત્માની ઉજ્જવળતા પ્રત્યે જાગ્રત કરે છે.

સેવા, પ્રેમ, ધ્યાન સાક્ષાત્કાર એ ચારે પૂર્ણયોગના ચાર અતિમહત્ત્વના આધાર સ્તંભ છે. વિશ્વવિખ્યાત દિવ્ય જીવન સંઘનું નિર્માણ આ આધારો ઉપર થયું છે. તેના આદ્યસ્થાપક પૂ. શ્રી. સ્વામી શિવાનંદ સરસ્વતી છે. આ અજોડ પૂર્ણયોગની પ્રશંસામાં આપણે એ ન ભૂલી જઈએ કે આ યોગ પૂર્ણ સ્વામીજીના જીવનમાંથી જ ઉદ્દભવેલ છે. આ પૂર્ણયોગ તેઓશ્રીએ માનવજાતના ઉત્કર્ષ માટે સમર્પિત કર્યો છે. આપણે બધા સ્વામીજીની મહેનતનો લાભ ઉઠાવીએ અને ખંતપૂર્વક આ પૂર્ણયોગનો અભ્યાસ કરી, પૂર્ણ યોગી બનીએ તે જોવા સ્વામીજી ખૂબજ આતુર છે.

## સ્વામી શિવાનંદનું લક્ષ્ય

સ્વામીજીએ કેવી સાધના કરી હતી અને તેમને કેવી રીતે આત્મસાક્ષાત્કાર થયો તે જાણવા માટે અને તેમાંથી કંઇક પ્રકાશ મેળવવા માટે અમે આતુરતાપૂર્વક તેમની પ્રાર્થના કરી હતી. તેમના જવાબ સાંભળતાં જ અમે મૂક જની જતા. વાસ્તવમાં તો ગમે તેટલી વાતચીત, ચર્ચા કે પ્રશ્નોત્તરોથી કાંઇ જ નહિ વળે. તે માટે તો આપણે પૂર્ણહૃદયથી, પ્રામાણિકપણે અભ્યાસ કરવો જોઇએ. એમ ન માનવું જોઇએ કે કોઈ જાદુથી આપણને આત્મસાક્ષાત્કાર થઈ જશે. તેને માટે તો સતત સખત મહેનત કરવી પડશે. આપણું લક્ષ્ય તો આત્મસાક્ષાત્કાર કે પ્રભુપ્રાપ્તિ છે પણ આપણાં હૃદય એટલાં બધાં કઠોર હોય છે કે આપણે ભગવાનનાં દર્શન કરી જ શકતા નથી. ભગવત્પ્રાપ્તિ માટે આપણાં કઠણ હૃદય માખણ જેવાં કૂણાં બની જવાં જોઇએ. આજે તો રજોગુણ અને તમોગુણથી સત્ય ઢંકાઈ ગયું છે. તેથી આપણે તમોગુણને દૂર કરવો જોઇએ, રજોગુણનું પરિવર્તન કરવું જોઇએ અને સત્ત્વગુણ કેળવવો જોઇએ. આમ થાય તો જ પ્રભુમય બની શકાશે અને પ્રભુના દર્શન પણ થઈ શકશે.

"પ્રભુ એક જ છે ! આનો અનુભવ થાય છે ? વળી, તમે સર્વમય છો એવો અનુભવ તમને થાય છે ખરો ? ઈર્ષ્યા, ઘૃણા, દુર્વાસના, અવિશ્વાસ, આસક્તિ વગેરે તમારામાં કેટલે અંશે છે ? જો તમારે ઈશ્વર સાથે એકતા અનુભવવી હોય તો આ બધા દુર્ગુણો દૂર કરવા જોઈએ." પૂ. સ્વામીજીના આ શબ્દોએ ભાલાની માફક અમારા અજ્ઞાનના આવરણને ભેદી નાખ્યું. યોગમાર્ગે પ્રસ્થાન કરતાંની સાથે જ અમે અનુભવ્યું કે અમે એક મહાન જીવન્ત અદ્વૈતવાદી સંત સમક્ષ ઊભા છીએ. પૂ. સ્વામીજીએ પોતાના દૈનિક અને પ્રતિપળના જીવનમાં આ એકતા સતત સ્પષ્ટ કરી છે. આ જગતમાં એમણે એક એવું પ્રભુમય જીવન વિતાવ્યું છે કે તેની દિવ્યતાની સોરંભ સર્વત્ર ફેલાએલી છે.

એઓશ્રીએ આવી સર્વોચ્ચ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી છે તે આ પછીનાં પ્રકરણોમાં સ્પષ્ટ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ૐ

## પ્રકરણ પહેલું

### હઠયોગ સાધના

(૧) **યોગાસન**—નિયમિત યોગાસનો કરવાથી સ્વામીજીને યુવાનના જેવી શક્તિ પ્રાપ્ત થએલ છે.

(૨) **પ્રાણાયામ**—ગ્રહણશક્તિ અને આદશક્તિ જેવી માનસિક શક્તિઓનુ તથા તેમની કાર્યશક્તિનુ રહસ્ય પ્રાણાયામ છે.

## યોગાસન

સ્વામીજીનું સ્વાસ્થ્ય ગમે તેવું હોય તો પણ તેઓ એક દિવસ પણ આસનો કરવાનું ચૂકતા નથી. આ અગત્યની બાબતમાં કેટલાક સાધકો પોતાના પ્રમાદનો બચાવ કરવા માટે 'હું આ શરીર નથી' એ વેદાંતી સૂત્રનો ખોટો અર્થ ઘટાવવા પ્રયત્ન કરે છે. તે સામે શિવે તેમને અનેકવાર ચેતવણી આપેલી છે.

જ્યારે શિવ મલાયામાં હતા ત્યારે કેટલાંક પુસ્તકોની મદદથી તેઓશ્રીએ સૌ પ્રથમ શીર્ષાસનની શરૂઆત કરેલી. તે સાથે બીજાં પણ કેટલાંક આસનો તેઓ કરતા. તેમનો ઉત્સાહ એટલો બધો અસરકારક નીવડયો કે તેમના તે વખતના રસોઇયા શ્રી. નરસિંહ આયર–પાછળથી તેમના જ શિષ્ય શ્રી. સ્વામી શ્રધ્ધાનંદ, પણ તેમની સાથે યોગાસનો કરવા લાગ્યા.

શિવ વ્યાયામપ્રિય યુવક હતા. તેમના વિદ્યાર્થી-જીવન વખતના તેમના વ્યાયામ શિક્ષક શ્રી. સામ્બશિવ આયર–પાછળથી તેમનાજ શિષ્ય શ્રી સ્વામી સદાશિવાનંદ આજે તેમની તે સમયની વ્યાયામ કુશળતાની મુક્ત કંઠે

પ્રશંસા કરે છે. તેમને શિવ પર એટલો બધો વિશ્વાસ હતો કે કોઇ કોઈ વાર પોતાની ગેરહાજરીમાં વર્ગોનું સંચાલન પણ તેમને સોંપતા. વ્યાયામ કુશળતાને કારણે તેઓએ શ્રી. આયરના હૃદયમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું.

આજે પણ શિવ શારીરિક સ્વાસ્થ્ય પર ખૂબજ ભાર દે છે. તેઓ માને છે કે સાધના માટે શારીરિક સ્વાસ્થ્ય ખાસ જરૂરી છે. જેઓએ હજુ સુધી યોગાસનનો અભ્યાસ શરૂ કર્યો નથી તેમને શિવ કહે છે કે જ્યારે જાગ્યા ત્યારે સવાર; હજુ બહુ મોડું થયું નથી. તેમણે પોતે પણ યોગાસનનો અભ્યાસ ૩૦ વર્ષની વયે શરૂ કર્યો હતો. કોઈપણ સંજોગોમાં આ અભ્યાસ છોડવો જોઇએ નહિ. શરીર અસ્વસ્થ હોય તો પણ સ્વાસ્થ્ય અને શરીરને અનુકૂળ એવાં હળવાં આસનો કરવાં જોઇએ.

જો પૂર્ણશીર્ષાસન થઈ શકે તેમ ન હોય તો કરોડને આગળ વાળીને, નમીને માથું જમીનને અડાડવું. જો આ પણ ન થઇ શકે તો ખાટલામાં સૂતાં સૂતાં થોડા સમય માથું બહાર નીચે લટકતું રાખવું. ગમે તેમ થાય, પણ શિવ યોગાસનો કરવાનું એક દિવસ પણ ચૂકતા નથી.

## શારીરિક વ્યાયામ

શિવના દૈનિક કાર્યક્રમમાં કેટલીક હળવી શારીરિક કસરતોનો પણ સમાવેશ થાય છે. તેઓ કહે છે, "જાગ્યા પછી પાંચેક મિનિટ પથારીમાં બેસીને પણ કેટલીક કસરતો કરી શકાય છે." તેઓ પલાંઠી વાળીને પથારીમાં બેસે છે. પછી આગળ નમે છે. પછી કમરે હાથનો ટેકો દઈ પાછળ નમે છે. ફરી મૂળ સ્થિતિમાં આવી કમર ડાબા જમણી મરડે છે. આ થઇ કરોડની કસરત. પછી પગ લાંબા કરી બેસે છે. અને ઢીંચણમાંથી થોડા વાળી પગના અંગૂઠા પકડે છે. પછી પાછળની બાજુ પીઠનો હિંચકો બનાવી ઝૂલે છે. પછી પથારીમાંથી ઊઠી, દીવાલને અઢેલીને કમર વાળવાની કેટલીક હળવી કસરત ઊભે ઊભે કરે છે. આવી કસરત ગમે તે વ્યક્તિ કરી શકે છે. તે સહેલાઇથી કરી શકાય છે છતાં તેના લાભ અગણિત છે.

## પ્રાણાયામ

સ્વામીજી પ્રાણાયામના એક અનન્ય ઉપાસક છે. તેઓ પોતાનાં અનેક રોકાણો વચ્ચેથી કેટલાક કલાકો પ્રાણાયામ કરવામાં ગાળે છે.

સાધકોને તેઓ 'સવારે' ચાર' વાગે ઊઠવાનું કહે છે, જ્યારે પોતે સવારે ત્રણ વાગે ઊઠે છે. સૌ પ્રથમ એક કલાક ફક્ત પ્રણાયામ કરે છે. સાથે સાથે મનમાં પ્રણવ-ૐ નો જપ કરે છે. સાધારણ રીતે તેઓ 'સુખ-પૂર્વક-પ્રાણાયામ કરે છે. શિયાળામાં 'ભસ્ત્રિકા' અને ઉનાળામાં 'શીતળી' પ્રાણાયામ પણ કરે છે. નાસ્તા પહેલાં પણ અડધો કલાક પ્રાણાયામ કરે છે. ફરીથી કાર્યાલયમાંથી પાછા આવીને ભોજન પહેલાં અડધો કલાક પ્રાણાયામ કરે છે. સાંજે પણ તેઓ નિયમિત પ્રણાયામ કરે છે. છેલ્લે, રાત્રે સૂતા પહેલાં ફરી એક વાર પ્રાણાયામ કરે છે. આ રીતે તેઓ દરરોજ સરેરાશ ચાર કલાક પ્રાણાયામ કરે છે.

શિવનો આદર્શ પૂર્ણયોગ છે. શારીરિક કસરતને તેમાં ચોક્કસ સ્થાન છે. પ્રાણાયામનું સ્થાન તેટલું જ, બલ્કે તેથી પણ વધુ મહત્ત્વનૂ છે. પ્રાણાયામથી આંતરિક શક્તિ વધે છે અને મનઃ અનહદ શાંતિ તથા આનંદ અનુભવે છે.

પ્રાણાયામના આવા મહત્ત્વને લીધે, યોગાસનો તથા શારીરિક વ્યાયામ કરતાં શિવ વિશેષ સમય પ્રાણા-

યામ કરવામાં ગાળે છે. જો કે આથી યોગાસન અને કસરતની જરાપણ અવગણના કરવામાં આવતી નથી. સ્વામીજીનો યોગ સામાન્ય-બુદ્ધિ યોગ છે.

આજે શિવની ઉંમર ૭૦ વર્ષની થઈ છે, છતાં પણ પ્રાણાયામ અને યોગાસનોના નિયમિત અભ્યાસને કારણે તેઓ ૩૦ વર્ષના યુવાનને પણ શરમાવે તેવી શકિત અને ઉત્સાહપૂર્વક કાર્ય કરી શકે છે. સંન્યાસ ગ્રહણ કર્યા પહેલાં શિવ દાક્તર હતા ત્યારે અવિરત અને અથાક પરિશ્રમથી ભારત અને મલાયાના લોકોની સેવા કરતા. મહાવિદ્યાલયમાંથી અભ્યાસ પૂરો કરી બહાર નીકળ્યા પછી તેઓએ એક ક્ષણ પણ નકામી નથી વિતાવી. પોતાની કારકિર્દીની શરૂઆતમાં જ તેઓએ 'એમ્બ્રોસિયા' નામનુ એક વૈદ્યકીય માસિક શરૂ કર્યું હતું. ખરેખર એક નવા યુવાન ડોકટર માટે આ કોઇ નાના છોકરાનો ખેલ નહોતો. શિવ એટલે જ ઉત્સાહ ! તેમને મન વર્તમાનની એક ક્ષણ ભવિષ્યનાં વર્ષો કરતાં પણ વધુ મહત્ત્વની હતી. આજે પણ તેઓ ક્ષણે ક્ષણના કાર્યમાં પોતાના હૃદય અને આત્માની સર્વ શકિત ખર્ચી નાખે છે.

ઇ. સ. ૧૯૫૦ ની તેમની અખિલ ભારતયાત્રામા તેઓ દરરોજ પાચ-છ મોટી મોટી જાહેર સભાઓમાં પ્રવચન કરતા. દરેક સભામા તેઓ બોલતા, ગાતા અને નાચી ઊઠતા, જાણે કે આખી જિંદગીમા તેમને ફક્ત તે એકજ સભામા બોલવાનુ ન હોય ! આ ઉપરાત કેટલીએ ખાનગી સભાઓ યોજાતી, કેટલીએ સંસ્થાઓની મુલાકાતે જવાનુ થતું, પણ તેવી એક નાની સભા કે સસ્થામા પણ તેઓ જાણે કોઇ વિરાટ સભામા બોલતા હોય તેવા ઉત્સાહ અને જોશપૂર્વક બોલતા લાખોની માનવમેદનીને જે ભાવ અને જોશથી ધાર્મિક જ્ઞાનનું નવનીત ચખાડતા અને પ્રભુના ગુણગાન કરતા તેટલા જ ભાવથી તેઓ એક નાના કુટુંબને પણ સંબોધતા

આ તો શિવનો મૂળ સ્વભાવજ છે મત્રાયામા પણ પોતાના સહકાર્યકરોનુ કાર્ય પોતાને માથે લેતા અને તે પાર પાડવામા પોતાની સર્વ શક્તિ ખર્ચી નાખતા તેમને સ્થાને, તે સમયે જો કોઇ બીજો માણસ હોત તો અટ્ટાવીસ વર્ષની ઉમરે તો તે ઘરડો ઠાનો બની ગયો હોત. ખરેખર તેમનું જીવન પણ યાત્રામાં ખર્ચાએલી તેમની શક્તિ પાછી મેળવવામાં જના પણ સહાયભૂત

થાય તેમ નહોતું. સાધુનું આકરું જીવન, ટેવાએલા ન હોય તેવો ખોરાક અને શરીરની રહીસહી શક્તિને પણ નીચોવી નાખે તેવી પરિસ્થિતિને કારણે ગુમાવેલી શક્તિ પાછી મેળવવાના બદલે તો ઘડપણ જ વહેલું આવ્યું હોત. ના, પણ તેમ ન થયું. સાત સાત વર્ષોના અતિ કડક સંયમી જીવન પછી ઇ. સ. ૧૯૩૦ માં જ્યારે શિવે ઉત્તર પ્રદેશ અને બિહારમાં પહેલવહેલી જાહેર સભાઓ સંબોધી ત્યારે લોકોએ જાણ્યું કે આ એક પ્રચંડ શક્તિશાળી નિત્યયુવાન યોગી છે. તેણે ઘડપણ પર વિજય મેળવી અશક્તિને શરમાવી દીધી છે. તેનો મધુર પણ બુલંદ અવાજ પ્રચંડ શક્તિથી રણકી ઊઠે છે. એકાએક આ શક્તિનો જે આંતરિક ફુવારો ફૂટી નીકળ્યો તે તો શિવ કહે છે કે પ્રાણાયામ, ધ્યાન અને જપ–મુખ્યત્વે પ્રાણાયામને જ આભારી છે.

શિવના હૃદયના ઊંડાણમાંથી અને અંતરાત્મામાંથી નીકળતા તેમના શબ્દો પણ કેટલા વેધક અને શક્તિશાળી છે ! જેઓએ સ્વામીશ્રી રામતીર્થને સાંભળ્યા છે તેઓ કહે છે કે એક પ્રવચન આપ્યા પછી સ્વામીજી થાકીને લોથપોથ થઈ જતા. પોતાના શબ્દોમાં જાણે તેઓ

જીવનની સર્વશક્તિ જ ખર્ચી નાખતા ન હોય! શિવનુ પણ આમ જ છે.

ઈ. સ. ૧૯૩૦ ના પર્યટનમાં એક વાર સીતાપુરમ્ હાઈસ્કૂલના વિદ્યાર્થીઓની એક સભામાં તેઓએ પ્રવચન કરેલું. તેઓ આશ્રમમાં પાછા આવ્યા ત્યારે એક વિદ્યાર્થીના પિતાજીનો પત્ર આવ્યો, તેમાં લખ્યું હતું કે આપનુ પ્રવચન સાંભળ્યા પછી મારો પુત્ર ઘેરથી ચાલ્યો ગયો છે. તે એક પત્ર મૂકી ગયો છે, જેમાં લખ્યું છે, "હું મારા ખરા પિતા સ્વામી શિવાનંદ પાસે જાઉં છું." આવી હતી તેમના શબ્દોની પ્રેરક અને પરિવર્તનકારી શકિત. તે જ પ્રમાણે ચિદામ્બરમમાં ડૉ. કે. સી. રોયે શિવનુ પ્રવચન સાભળ્યું અને ઈ. સ. ૧૯૫૦ પછી આશ્રમમાં આવી શ્રી. શિવાનંદ ધર્માર્થ દવાખાનાના વૈદકીય અધિકારી તરીકે જોડાઈ ગયા છે.

હઠયોગના નિયમિત અભ્યાસને કારણે શિવની યાદશક્તિ ખૂબ જ આશ્ચર્યજનક બની છે. ખરેખર તેઓ અણાવધાની છે. પ્રાણાયામથી નાડી શુદ્ધિ થાય છે. મન મજબૂત થાય છે. માનસિક શક્તિઓ વિકસે છે. શિવનુ

મગજ અત્યન્ત શકિતશાળી છે. આનંદકુટીરનો એકેએક યાત્રી શિવના મગજમાં નોંધાઈ જાય છે. તે દસકા પછી પણ પાછો આવે તો શિવ જોતાંની સાથે જ તેને ઓળખી કાઢે છે. મૈસૂર રાજ્યના ભૂતપૂર્વ મુખ્યમંત્રી– પાછળથી ભારત સરકારના પ્રધાનમંડળના એક સભ્ય, શ્રી. કે. સી. રેડ્ડીને શિવ સાથે બેંગલોરના હવાઈમથક પર થોડીક મિનિટો પૂરતી વાતચીત થએલી. બે વર્ષ પછી જ્યારે તેઓ આશ્રમમાં આવ્યા ત્યારે તેમના મનમાં શંકા હતી કે કદાચ સ્વામીજી મને નહિ ઓળખે; પણ સોના આશ્ચર્ય વચ્ચે શિવે તેમને દૂરથી જોતાં જ, "આવો, આવો, .શ્રી. રેડ્ડી મહારાજ" કહીને સત્કાર્યા હતા. એવાંતો અનેક દૃષ્ટાંત છે. એક વાર સાધુ શ્રી. મુરગાદાસજી ઈ. સ. ૧૯૪૦ માં આશ્રમમાં આવેલા. તે સમયે તેઓએ ભજન ગાએલાં તે કાર્યક્રમની સમાપ્તિમાં "असतो मा सद्‌गमय" વાળું ગીત ગાએલું. ફરીથી ઈ. સ. ૧૯૪૮ માં તેઓ આશ્રમમાં આવ્યા ત્યારે એમનાં ભજનનો કાર્યક્રમ યોજાયો. કાર્યક્રમ સમાપ્ત થવા આવ્યો ત્યારે શિવે, "असतो मा सद्‌गमय" વાળું ગીત ગાઈને કાર્યક્રમ સમાપ્ત કરવાનું તેમને યાદ દેવડાવ્યું. આથી શ્રી મુરગાદાસજી મહારાજ તો આભાજ

બની ગયા કે આઠ વર્ષ પૂર્વે કાર્યક્રમની સમાપ્તિમાં ગાએલું અમુક ગીત પણ સ્વામીજીને કેવું યાદ રહે છે !

સ્વામીજી કહે છે કે આવી તીવ્ર યાદશક્તિ પ્રાણાયામ, ધ્યાન અને જપ-ખાસ કરીને પ્રાણાયામને જ આભારી છે.

ઉદ્યમી તથા ચપળ શરીર, આશ્ચર્યજનક માનસિક શક્તિ, બુલંદ અવાજ, હેરતભરી યાદશક્તિ અને અનંત યુવાની શિવની હઠયોગ સાધનાનાં ફળ છે.

ૐ

ॐ

# પ્રકરણ બીજું

## કર્મયોગ

(૧) ભેદભાવ વિનાનું દાન
(૨) કોઈ પણ પ્રકારના નાતજાતના ભેદભાવ સિવાયની નિષ્કામ સેવા
(૩) ઊંચા પ્રકારની સેવા અને શારીરિક શ્રમમાં સમાનતા
(૪) જીવના જોખમે પણ સેવા કરવી
(૫) સેવામાં દયા, સહનશીલતા અને કોઈના દુર્ગુણો નહિ જોવાનો દઢ સંકલ્પ
(૬) સેવા કે સંન્યાસના અભિમાનનો સંપૂર્ણ અભાવ
(૭) સર્વના મંતવ્યોનો આદર, પણ જાહેર ટીકાથી નિર્ભય
(૮) દીન, દુઃખી અને સાધકની સેવા
(૯) સંતોનું નિર્માણ
(૧૦) સેવામાં નારાયણભાવ

ઉપર કહેલી સર્વ બાબતો શિવના જીવનમાં વણાએલ ખૂબ આગળ પડતા ગુણો છે. તેમને લીધે તેઓશ્રી સહુનાં હૃદય જીતી શકયા છે.

## સેવાનાં તત્ત્વો

આપણું આ નાશવંત શરીર એ તો કર્મોના ફળરૂપે છે, પણ તે સાધના માટે એક અમૂલ્ય સાધન છે; માત્ર સાધન જ છે, તેની સંભાળ રાખવી જોઈએ પણ તે આપણા જીવનનું ધ્યેય તો ન જ હોઈ શકે.

મનને પ્રાણાયામથી શક્તિશાળી બનાવવું જોઈએ, જેથી કરીને તે પોતાની જાત ઉપર વિજય મેળવી શકે અને મનમાં ગુપ્ત રહેલી કુરુચિઓને નિર્મૂળ કરી શકે. મનને મજબૂત બનાવવું તે જ માત્ર એક ધ્યેય ન હોઈ શકે.

શિવ હઠયોગ સાધનાનો ઉપયોગ સેવા માટે એક જરૂરી સાધનરૂપ માને છે. જે તેમને બહુ જ નજીકથી જુએ છે તે પણ કહે છે, "સેવા એજ સ્વામીજીનો જીવનમંત્ર છે." એક વાત સમજી શકાય તેવી છે કે શિવ માનવતાની જે સેવા કરી રહ્યા છે તે તેમના જેવા જીવન્મુક્તો સિવાય કોઈ કરી શકે તેમ નથી. તેમના

જેવા પ્રબુદ્ધ આત્માને આ શરીર અને મન સર્વ જીવોમાં રહેલા આત્મસ્વરૂપની સેવા કરવા માટેના સેવકો છે.

ધ્યાનમાં સ્થિર થવા માટે સેવા એક પ્રાથમિક અને પવિત્ર કરનારૂં સાધન છે. મલાયા અને સ્વર્ગાશ્રમના પોતાના વસવાટ દરમ્યાન શિવે સાધકોના માર્ગદર્શન ખાતર સેવાનાં આ તત્ત્વો પોતે જાતે આચરણમાં મૂકી બતાવેલાં છે.

**દાન** :– કોઈ પણ પ્રકારના ભેદભાવ વિનાનું દાન એ જ શિવનો નિયમ છે. તે તેમનો અફર સ્વભાવ છે. શિવના પૂર્વાશ્રમના એક સંબંધી શ્રી. ગણપતિ શાસ્ત્રીગલ તેમના બાલ્યકાળ વિષે કહે છે, "શિવને જે કાંઈ આપવામાં આવે તે તેઓ તેમના મિત્રોને વહેંચી દેતા. કદી એકલા લેતા નહિ." તેઓ પોતાના વૈદ્યકીય માસિક 'એમ્બ્રોસિયા'ની નકલો પણ મફત વહેંચી દેતા. મલાયામાં પણ ખોરાક, કપડાં, દવાઓ અને પૈસાની છૂટથી વહેંચણી કરતા. ત્યાં તેમનુ દાન કોઈપણ પ્રકારના ભેદભાવ વિનાનુ અને અવિરત હતુ. તેમને ત્યાં આવતા પુરોહિતોને કપડાં, ચાંદીનાં વાસણો વગેરેની બહુમૂલ્ય ભેટો ઉપરાંત દસ દસ ડોલર દક્ષિણા આપતા જ્યારે

સામાન્ય રીતે બીજેથી તેમને બબ્બે ડૉલર માંડ મળતા. તેમને ત્યાં એકવાર એક સાધુ આવેલા. શિવે તેમનું એક રાજકુમારને છાજે તેવું ઉમળકાભર્યું સ્વાગત કર્યું હતું. તેઓ ગયા ત્યારે ભાવભીની વિદાય આપી પહેલા વર્ગની ટિકિટ આપેલી.

શિવના મલાયાના રસોઈયા શ્રી. નરસિંહ આયર માસિક ૨૫ ડૉલરનું વેતન નક્કી કરીને નોકરીમાં રહ્યા હતા. બીજા મહિનાના પહેલા દિવસે શિવે રસોડામાં જઈને તેમના હાથમાં ૩૫ ડૉલર મૂકી દીધા. શ્રી. આયર આથી વિમાસણમાં પડી ગયા. તેઓ પ્રશ્નસૂચક નજરે શિવ સામે જોઈ રહ્યા. શિવે કહ્યું કે આ તમારી સંભાવના છે; તે પૂરતી છે ને ? દક્ષિણમાં ખૂબ ભક્તિભાવ અને માનપૂર્વક દીધેલી ભેટને સંભાવના કહેવાય છે.

શ્રી. નરસિંહ આયર કહે છે કે શિવ તેમના નોકરોને અપાતી રકમને કદી પણ 'વેતન' કે 'રોજી' કહેતા નહિ. તે દિવસોમાં પણ તેઓ પોતાના નોકરોને મિત્રો અને સ્નેહવડિયા સમજતા– અરે, પોતાના પ્રભુ માનતા. તેથી તેઓ તેમને જે કંઈ આપતા તે પોતાના પ્રભુને અર્ધ્ય સમજીને આપતા.

**ભેદભાવરહિત સેવા :–** શિવની સેવાના સૂર્ય સમક્ષ જ્ઞાતિ, વર્ણ કે જાતિના ભેદભાવનું ધુમ્મસ અદૃશ્ય થઇ જાય છે. મલાયામાં પણ તેઓશ્રી. ડાકતર તરીકે કોઈપણ જાતના ભેદભાવ વિના લોકોની સેવા કરતા. સ્વર્ગાશ્રમના સાધુ જીવન દરમ્યાન પણ તેઓ જાતિ વિષેની પૂછપરછ કર્યા સિવાય માંદાની સેવા કરતા. આજે પણ શિવાનંદઆશ્રમનાં દ્વાર સૌ કોઈ માટે ખુલ્લાં છે. દક્ષિણના ચુસ્ત બ્રાહ્મણો, અબ્રાહ્મણો, ખ્રિસ્તી, પરદેશવાસીઓ, યહુદીઓ, બૌદ્ધો અને મુસ્લીમો પણ શિવના શિષ્યગણમાં છે. તેમાં શ્રી. ગણપતિ શાસ્ત્રીગલ, શ્રી. અનવરહુસેન, શ્રી. હફીઝ સૈયદ, શ્રી. જાલ, શ્રી. રોધા, શ્રી.અશ્વર્યું વગેરે પ્રમુખ છે.

સેવાનો પ્રશ્ન હોય ત્યારે જાતિનો ભેદ રહેતો નથી. ઋષિકેશના વસવાટ દરમ્યાન શરૂઆતનાં વર્ષોમાં એક દક્ષિણ ભારતની બાઇ બાબા કાળી કમલીવાળાની ધર્મશાળામાં રહેતી હતી. તે અચાનક માંદી પડી. ધર્મશાળાના વ્યવસ્થાપકે તેને શિવની સલાહ લેવા સૂચવ્યું. તેણે શિવને તબિયત બતાવી. શિવે તેને દવા આપી. તે સમયે તેઓ માનતા કે ખાલી દવા આપવા કરતાં તે

સાથે ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં દર્દીની પગચંપી કરવાથી વધુ ફાયદો થાય છે. તેઓ તે બાઈની પણ પગચંપી કરવા તૈયાર થયા; પણ તે બાઈ શરમાઈ ગઈ. તેથી તેઓએ માંડી વાળ્યું અને પોતાની કુટીરમાં પાછા આવ્યા. પણ આથી તેમનુ મન માન્યું નહિ. આ બાબત ઉપર વિચાર કરી તેઓએ કહ્યું, "શાથી આજે આવી જરૂરી સેવા હું ન કરી શકયો ? કદાચ તે સ્ત્રીએ પોતાના મનમાં કંઈક જુદું જ માન્યું હશે. મારે તેની પગચંપી કરી તેની સેવા કરવાની તક જતી કરવી નહોતી જોઈતી. શા માટે ? જે આત્મા મારામાં છે તે જ આત્મા તેનામાં વસે છે. ના, મારે તેની સેવા કરવી જ જોઈએ." બીજે જ દિવસે સવારમાં તેઓ પોતાના એક શિષ્યને લઈને તે સ્ત્રીને ત્યાં ગયા. રાબેતા મુજબની દવા આપી. પછી તેને સમજાવતાં કહ્યું કે હું તમારામાં સાક્ષાત્ જગત્ માતાનાં જ દર્શન કરું છું. માટે તમારા બાળક જેવા મને તમારી પગચંપી કરી સેવા કરવા દો." આ પછી જે અસર દવાની નહોતી થતી તે અસર આ સેવાની થઈ અને તે સ્ત્રી સાજી થઈ ગઈ.

જરૂર પડે ત્યારે શિવ ગમે તે પ્રકારની સેવા

કરવા તૈયાર હોય છે. તેમનું સુદૃઢ શરીર અને સુંદર સ્વાસ્થ્ય તેમને ઘણુંજ ઉપયોગી થઈ પડે છે. એકવાર તેઓ ગંગા–સાગરની યાત્રાએ ગયેલા ત્યારે સિંગાઈનાં વયોવૃદ્ધ મહારાણી પણ સાથે હતાં. તે સમયે પાણીમાં થોડુંક પગે ચાલવાનું આવ્યું. મહારાણીથી પાણીમાં ચાલી શકાય તેમ નહોતું. શિવે તુર્તજ પોતાની પીઠ ધરીને મહારાણીને તે પર બેસી જવા કહ્યું. મહારાણી આનાકાની કરવા લાગ્યાં. શિવે જરાપણ અચકાયા સિવાય તેમને ઊંચકી લીધાં અને નાવ સુધી લઈ ગયા.

એકવાર મહારાણીના લખનૌના નિવાસસ્થાને પોતાની પૈસાની માગણીઓ ન સંતોષાવાને કારણે એક સંન્યાસિની મહારાણી ઉપર ખૂબ ગુસ્સે થઈ ગએલી. ગુસ્સામાં ને ગુસ્સામાં તે બેભાન થઈ ગઈ. શિવ તેને ખભે ઊંચકીને પાસેના દવાખાને લઈ ગયા. તેઓ સ્વર્ગાશ્રમમાં હતા ત્યારે તેમના એક વૃદ્ધ શિષ્ય બીમાર પડ્યા. શિવ તેમને ખભે ઊંચકીને ઋષિકેશ લઈ ગયા અને ત્યાંથી લખનૌ લઈ જઈ દવાખાનામાં દાખલ કર્યા.

**નીડરતા** :– સાચી નિષ્કામ સેવામાં જરા પણ ભય નથી. પ્રમાણિકપણે દર્દીની સેવા કરનારને ચેપી

રોગ સામે સંપૂર્ણ રક્ષણ મળેલું છે. સ્વર્ગાશ્રમમાં રહેતા હતા ત્યારે શિવ તેમની નીડરતા અને સાહસિકતા માટે ખૂબજ જાણીતા હતા. જે જગ્યાએ બીજા લોકો ચેપ લાગવાના ભયથી જતાં ડરતા તે જગ્યાએ તેઓ નીડરપણે જતા અને, દર્દીઓની સેવા કરતા. ટાઇફોઇડ અને કોલેરા જેવા રોગોમાં પણ તેઓ દર્દીની સેવા–શુશ્રૂષા કરતાં અચકાતા નહિ. એક સ્વામીજીને સખત કોલેરા થએલો. લોકો તેમની કુટીર પાસે જતાં પણ ડરતા. શિવ સતત તેમની પથારી પાસે બેસી તેમની સેવા કરતા. તેઓ પોતાના હાથેજ બેડ–પેન અને મળ સાફ કરતા.

શ્રી સ્વામી કલ્યાણાનંદજી શિવની આ સેવાથી મુગ્ધ બન્યા. શિવની કુટીર નજીક પોતાની કુટીર બાંધી રહ્યા અને શિવની સેવાનો લાભ લેવા લાગ્યા. તેઓ શ્રદ્ધાપૂર્વક શિવને કહેતા, "તમે તમારા સ્વહસ્તે મને જે આપશો તેથી મને આરામ થશે."

કોઈ દર્દીના શરીરમાંથી દુર્ગંધ આવતી હોય તો તેની સેવા કરતાં શિવને ઘૃણા ઉત્પન્ન થતી જ નથી. એક વાર એક સ્વામીજીને ઝાડો નહોતો થતો ત્યારે શિવે જરા પણ અચકાયા સિવાય પોતાના હાથની આંગળી તેમની

ગુદામાં દાખલ કરી સખત થઈ ગએલો મળ બહાર કાઢી નાખ્યો હતો.

**સેવાનાં મૂળભૂત તત્ત્વો :–** અનુકંપા, સહિષ્ણુતા અને કોઈના દોષ નહિ જોવાનો દૃઢ સંકલ્પ–આ ત્રણ શિવની નિષ્કામ સેવાનાં મૂળભૂત તત્ત્વો છે. જો કોઈ વ્યકિત આશ્રમમાં રહેવા આવે તો શિવ કોઈપણ પ્રકારના સમર્થનની અપેક્ષા રાખ્યા સિવાય તેના પ્રત્યે અનુકંપા બતાવે છે અને તેને ખાવાપીવાની તથા રહેવાની સવડ કરી આપે છે.

એક વાર શિવે કહેલું, "રાજ્ય અત્યારે ઘરડા માણસોની સંભાળ લેતું નથી, તેથી તેમને માટે ખોરાક, કપડાં અને રહેઠાણની જોગવાઈ કરવાની મારી ફરજ છે"

શિવની સહનશીલતાની તો હદ જ નથી. એક સ્વામીજીએ સંસ્થાની થોડી સેવા કરેલી. પછી તેઓ નિવૃત્ત જીવન ગાળવા લાગ્યા. શિવ ન તો તેમને કદી કામ કરવાનુ કહે કે ન તેમને આશ્રમ છોડી જવાનુ કહે. તેઓ કહેતા કે તેમણે આશ્રમની જે સેવા કરી છે તે બદલ તો હું પાંચ–છ જન્મો સુધી તેમની સંભાળ

રાખવા બંધાએલો છું. તેઓ પોતે સેવામય જીવન જીવે છે, છતાં કોઈ તેમને ન અનુસરે તો તેઓ કોઈનો વાંક કાઢતા નથી.

શિવને કયાંયે દુષ્ટતા દેખાતી નથી. કોઈ પણ દોષ તેમની નજરે અક્ષમ્ય નથી. તા. ૮ જાન્યુઆરી ૧૯૫૦ ની રાતનો આ પ્રસંગ છે. એક માણસ શિવની દયાથી આશ્રમમાં રહેતો હતો. તેને કદાપિ તેઓ કશુંજ કામ કરવાનું કહેતા નહોતા, છતાં તેને કુબુદ્ધિ સૂઝી. મગજનું સમતોલપણું ગુમાવીને રાત્રે સત્સંગ પછી તેણે સ્વામીજી ઉપર ત્રણવાર કુહાડીના પ્રહાર કરવા પ્રયત્ન કર્યો. ઓહ ! આશ્ચર્ય ! આ શું ? શિવને જરા પણ ઈજા ન થઈ ! ભજનગૃહના આછા અજવાળામાં લોકોએ આ દૃશ્ય જોયું. તેઓએ હુમલાખોરને પકડી લીધો અને મારવા લાગ્યા, પણ શિવે જ તેને બચાવ્યો. તેઓ એકાએક બોલી ઉઠયા, "મારશો નહિ, મારશો નહિ." ખરેખર ભગવાન ઈસુની જેમ શિવે તેને બચાવ્યો. તેની ફરીયાદ સુદ્ધાં ન કરી. આટલું પુરતું ન હોય તેમ તેઓએ તેને નમન કર્યું, અને પૂછયું, "ભાઈ તને સંતોષ થયો ? હજુ વધુ મારવાની ઈચ્છા છે ?" કેવો

પ્રેમ ! બીજે દિવસે સવારે આશ્રમવાસીઓએ તે માણસને તેના વતન મોકલી દેવાનું નક્કી કર્યું, ત્યારે શિવે પોતે જ તેને નવાં કપડાં, ગાડીભાડાના પૈસા તેમજ ખીસાખર્ચી અને પુસ્તકો આપી ભાવભીની વિદાય આપી. જતાં જતાં શિવે તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. શિવ સિવાય આવું કોણ કરી શકે ? તેઓ કહે છે, "જયદેવ મારો આદર્શ છે. એકવાર જયદેવને ડાકૂઓએ લૂંટી લીધા અને તેમના હાથ કાપી કૂવામાં ફેંકી દીધા. જ્યારે જયદેવને વૈકુંઠમાં લઇ જવા દેવો વિમાન લઇને આવ્યા ત્યારે તેમણે કહ્યું કે પહેલાં પેલા ડાકૂઓને લઈ જાઓ, પછી જ હું આવીશ. આ છે મારો આદર્શ. આવી અહિંસામૂર્તિની પવિત્ર ચરણરજની આપણે પૂજા કરીએ. તે આપણા હૃદયને પવિત્ર બનાવે.

શિવ કહે છે, "દુરાચારીઓને માન આપો. દુષ્ટની પહેલી સેવા કરો. ભવિષ્યના સંત તરીકે તેમની સાથે વર્તો. તમારા હૃદયને શુદ્ધ કરી તેનો ઉત્કર્ષ કરવાનો આ જ એક માર્ગ છે." આવા લોકોની સેવા કરવામાં શિવને ખૂબજ આનંદ આવે છે. સ્વામીશ્રી. પરમાનંદજી ઉપરના તેમના પત્રમાં શિવ લખે છે, "મારું અપમાન

કરે, મને ઈજા કરે કે બદનામ કરે એવા અસંખ્ય માણસો મારી આસપાસ હોય તેમ હું ઈચ્છું છું. મારે તેમની સેવા કરવી છે, તેમને કેળવવા છે અને તેમના આત્માનો ઉત્કર્ષ કરી તેમના હૃદયનુ પરિવર્તન કરવું છે." કોઈ ટોળું હોય તો શિવ તેમાંથી દુષ્ટ માણસોને શોધી કાઢે છે અને પછી ભલે તેઓ સફેદ કપડાંમાં હોય કે રંગીન, તેમને બે હાથ જોડી નમસ્કાર કરે છે. તેમને પુસ્તકો પૈસા, કપડાં વગેરે ઘણું બધું આપે છે. બહુજ માનપૂર્વક તેમની સાથે વાતચીત કરે છે. આ રીતે તેઓ તેમના પ્રત્યેનુ પોતાના વલણનુ રહસ્ય પ્રકટ કરે છે. તેઓ કહે છે, "કોઈ દુર્જન હોય તો તેનુ જાહેરમાં સન્માન કરો. તેની સત્પુરુષ તરીકે પ્રશંસા કરો. આથી તે કુકર્મો કરતાં શરમાશે. સહેજ સહેજમાં ગુસ્સે થઈ જાય તેવો માણસ હોય તેને સતત કહ્યા કરો કે ભાઈ તમે શાંત-મૂર્તિ છો. આથી તે વારંવાર મિજાજ ગુમાવતાં શરમાશે. કોઈ આળસુ હોય તો તેને હમેશાં કાર્યશીલ કહો. તે પોતાની આળસનો પરિત્યાગ કરી સેવામાં ઝંપલાવશે. આ શિવની પધ્ધતિ છે. પ્રશંસા ખરા હૃદયથી કરવી જોઇએ. શબ્દે શબ્દમાં પૂરતું બળ હોવું જોઇએ. આપણે એ ન ભૂલવું જોઇએ કે દેખીતા અવગુણોની

પાછળ પણ કોઈ સદ્‌ગુણ અવશ્ય છુપાએલ હોય છે. આ સદ્‌ગુણોને બહાર કાઢવામાં—પ્રકટ કરવામાં આવે તો ખૂબ જ લાભ થાય છે.

## વૈરાગ્યના અભિમાનનો ત્યાગ

જેણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે અને જે નિષ્કામ સેવાની વિસ્તૃત રૂપરેખા સમજ્યો છે તે કદાચ થોડેક અંશે તેનું આચરણ કરી શકશે. સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ મનુષ્યને પોતાના જ્ઞાનથી પર એવી કોઇ દુનિયામાં કલ્પનાની પાંખે ઊડતો અટકાવે છે. તેમાં જે સાત્ત્વિક કડી છે તે તો બહુ જ કુશાગ્ર છે. અને તેથી તેને ઓળખીને તેનો અનુભવ કરવો બહુ જ મુશ્કેલ છે. સંન્યાસની સાથે જ સંન્યાસનું અભિમાન આવે છે. ત્યાગની સાથે જ ત્યાગનું અભિમાન જાગે છે. તે તો વળી બહુજ સૂક્ષ્મ અને ભયંકર છે. તેનાથી મુક્ત રહેવું લગભગ અશક્ય છે. આ જ પ્રમાણે સેવાનુ અભિમાન છે. અહંકારને તો જે રૂપ આપવામાં આવે તે રૂપ તે ગ્રહણ કરે છે. સંન્યાસ, ત્યાગ અને સેવા પર અભિમાનનું આવરણ ચઢી જાય છે. જે સાધક આત્મસાક્ષાત્કાર કરવા માટે મહેનત કરે તેણે પ્રયત્નપૂર્વક આ ત્રણે

પ્રકારના અભિમાનથી પર રહેવું જોઇએ. હવે આપણે જોઇએ કે શિવ આ ત્યાગના અભિમાનથી કેવી રીતે પર રહી શકયા છે.

શિવ પોતાના ત્યાગને કદી મોટું સ્વરૂપ આપતા જ નથી. ઊલટું તેઓ મધ્યમ કોટીના સાધકના નાના સરખા ત્યાગની પણ ખૂબ પ્રશંસા કરે છે, અને તેને પોતાના ત્યાગ કરતાં પણ મહાન ગણાવે છે. એક જ રાતમાં તેઓ ખૂબ ધન, વૈભવશાળી જીવન અને ઉચ્ચ પદનો ત્યાગ કરી એક ઘરહીન, ધનહીન ફકીરની માફક ચાલી નીકળ્યા હતા, પણ કોઈ માસિક ૩૦ રૂપિયાના વેતનની નોકરી છોડી ગુલામીમાંથી મુકત થઇ આવે તો સ્વામીજી તેનુ બહુમાન કરે છે.

કોઇ સંયમી સાધક જો શિયાળામાં ખમીસ ન પહેરે તો શીવ તેને તપમાં પોતાના કરતાં પણ ખૂબ ચઢિયાતો ગણાવે છે. તેઓ એ ન જાણવા દે કે પોતે સ્વર્ગાશ્રમમાં કેટલું કઠિન સંયમી જીવન ગાળતા હતા. ભકતો તરફથી મળેલા ગરમ ધાબળા તેઓ બીજા સાધકોને આપી દે છે અને પોતે સુતરાઉ ચાદર ઓઢીને

ગુણપાટ ઉપર પડ્યા રહે છે. તેઓ પોતાની જાતને 'ઓવરકોટ સ્વામી' કહે છે. જ્યારે તેઓ પોતાના કોઈ યુવાન શિષ્યને ઓવરકોટ ભેટ આપે છે ત્યારે કહે છે, "આ ઓવરકોટને સાદા ધાબળા કરતાં શા માટે જુદો ગણો છો ? ધાબળો તો કામ કરવામાં પણ ખૂબ અડચણરૂપ થાય છે. આપણે તે જ ધાબળાને કાપીકૂપીને અને સીવીને ઓવરકોટ બનાવી પહેરીએ છીએ. તેથી સહેલાઈથી હરીફરી શકાય છે અને કામકાજ પણ થઈ શકે છે."

## ખાંડાની ધાર

"ખરો મારગ છે ખાંડાની ધાર દીસે વાટય દોહ્યલી છેરે !" 'અગમ્ય અને અગોચર' એવો ખરો માર્ગ તો હવે આવે છે. આપણે અહંકારી બનીને સમાજના નિયમોનું ઉલ્લંઘન ન કરી શકીએ; પણ સત્ય વસ્તુ તો જાહેર ટીકા અને તિરસ્કાર સહન કરીને પણ હિંમતપૂર્વક કરવી જ જોઇએ. શિવ કહે છે, "જો તમને ખાત્રી થઇ હોય કે સાધનાના માર્ગે આગળ વધવામાં અને જનસેવા કરવામાં ધાબળા કરતાં ઓવરકોટ વધુ સગવડ ભર્યો છે, છતાં મનમાં એવો વિચાર

આવે કે લોકો તેની ટીકા કરશે તો ઓવરકોટ અવશ્ય પહેરો. જાહેર ટીકાના ભયથી બચવા માટે આ ઉત્તમ રીત છે. લોકો ભલે ટીકા કરે, પણ પછી તેમને જરૂર સમજાશે." શિવમાં જાહેર ટીકાના ભયનો અભાવ ખાસ ધ્યાન ખેંચે તેવો છે. "મારી ફરજ શી છે?" તે પ્રશ્ન તેઓ પોતાના મનને સદા પૂછ્યા કરે છે, નહિ કે બીજાઓ શું કહેશે?

ઈ. સ ૧૯૩૦ માં સિંગાપુરનાં વૃધ્ધ મહારાણી અવારનવાર ઋષિકેશ આવતાં હતાં. તેઓ તડકામાં રસ્તે ચાલતાં જાય તો સંન્યાસીનાં કપડાં ધારણ કરેલા શિવ તેમના માથા ઉપર છત્રી ધરીને ચાલતા. તેમની સાથેના બીજા સંન્યાસીઓ અહંકારને કારણે તેમની સેવા કરવાને બદલે, માતાની સેવા કરતા એવા શિવની હસીને મશ્કરી કરતા. શિવને મન તો તે સાક્ષાત પ્રભુની સેવા કરવાની તક હતી. તેઓ માનતા કે આવી સેવાથી વધુ નહિ તો ભગવાં કપડાં તો જરૂર સાર્થક થાય છે. સમયે તેની સત્યતા સાબિત કરી છે. આજે તેઓ આત્મસાક્ષાત્કાર પામેલા મહાન સંત છે. જેઓ સંન્યાસના અહંકારને તાબે થયા છે, તેઓ તેના બાહ્યરૂપને વળગી રહીને,

માયાને જ બ્રહ્મ માનીને પરવારી ચુક્યા છે.

શિવ તેમના પરિવ્રાજક વ્રત દરમ્યાન લખનૌ જતા. ત્યાં મહારાણીના મહેલમાં ઉતરતા. મહારાણીને હોકો પીવાનો શોખ હતો. તેમના નોકરો કામચોર હતા. સવારે વહેલા ઊઠીને શિવ કોઈને પણ જણાવ્યા સિવાય મહારાણી માટે હોકો તૈયાર રાખતા. વળી મહારાણીને દરરોજ સવારે અમુક સોડા પીવાની ટેવ હતી. તેમના નોકરો નિયત સમયે સોડા આપવામાં બેકાળજી દાખવતા. પરંતુ આ સમ્માનિત મહેમાન જેમને મહારાણીએ પોતાના ગુરુ માન્યાં હતાં, તેઓ પોતાની શિષ્યાની જરૂરિયાતોને પહોંચી વળવા માટે સવારે નિશ્ચિત સમયે સોડા તૈયાર રાખતા.

શિવ વારંવાર કહે છે કે સંન્યાસીઓએ બીજી જાતિની વ્યક્તિઓ સાથે હળવું–મળવું નહિ. વળી તેઓ એવી ચેતવણી આપે છે કે જે ઓરડામા કોઈ સ્ત્રી એકલી સુઈ રહેતી હોય તેના પડખેના ઓરડામાં કોઈ સંન્યાસીએ સૂવું ન જોઇએ. આ નૈતિક નિયમ છે, પણ તેના કરતાં પણ એક ઉચ્ચ નિયમ છે તે 'સેવા'. લખનૌના નિવાસ

દરમ્યાન શિવે એક વાર જોયું કે મહારાણી સળેખમથી પીડાતાં હતાં. તેમનાં સગાંવહાલાં પણ જેટલી ઉત્સુક્તાથી તેમની સેવા-ચાકરી ન કરે તેટલી ઉત્સુક્તાથી શિવ તેમની સેવા કરતા. તેઓ મહારાણીના ઓરડામાં એક ખૂણામાં પડ્યા રહેતા જેથી જરૂર પડે સહેલાઈથી પહોંચી શકાય.

શેરકોટનાં મહારાણીએ જ્યારે સ્વામીજીને કાયમ માટે રાજગુરૂ તરીકે પોતાના મહેલમાં રહેવાની યોજના કરી ત્યારે શિવ એક રાત્રે કોઈને જણાવ્યા સિવાય શાંતિથી મહેલમાંથી ચાલી નીકળ્યા અને અનેક હાડમારીઓ સહન કરીને પગે ચાલતા ઋષિકેશ આવ્યા. તે સમયે કત્તલ કરી નાખે તેવી શિયાળાની કાતિલ ઠંડીમાં એક ધાબળો પણ સાથે લીધો નહોતો. સાંસારિક્તાના અંશમાત્રથી દૂર રહેવા કાજે ભૂખ, દુઃખ અને શરદી વેઠીને તેઓ પાછા ચાલ્યા આવ્યા.

## સેવાનું ક્ષેત્ર

જ્ઞાન અથવા ભક્તિમાંથી ઉત્પન્ન થતા આ કર્મયોગનું ક્ષેત્ર બહુજ વિશાળ છે. તે જનસેવામાં ખૂબ જ

મહત્ત્વનો ભાગ ભજવે છે.

આ એક મહાન વ્યક્તિના જીવનમાં નિષ્કામ સેવારૂપી જળ અનેક જુદી જુદી નહેરો વાટે વહી રહ્યું છે. તેથી આ દુઃખમય સંસારમાં પ્રભુનાં બાળકોને દુઃખમાંથી ઉગારી તે (જળ) તેમને શાંતિ, સ્વાસ્થ્ય અને સમૃદ્ધિ બક્ષે છે.

શિવ ક્યા પ્રકારની સેવા ઉપર ખાસ ભાર દે છે તે કહેવું મુશ્કેલ છે. એ તો ચોક્કસ છે કે તેઓ સુયોગ્ય ભાવ સાથેની નિષ્કામ સેવા ઉપર જરૂર ભાર દે છે. સાચા ભાવપૂર્વકની સેવા એક યા બીજા રૂપમાં સમાન જ છે.

શરૂઆતથી જ તેઓએ આ દુનિયામાં રોગથી પીડાતાં લોકોને જોયા છે, તેથી રોગી અથવા માંદાની સેવા પ્રત્યે તેમને ખાસ મમતા છે. મલાયાના તેમના જીવનની અનેક આશ્ચર્યજનક વાતો આજે પણ આપણે શ્રી. નરસિંહ આયર પાસેથી સાંભળીએ છીએ. બીજાને થતું દર્દ જાણે કે તેમને પોતાને જ થયું હોય એવું તેમને લાગતું. દરિદ્રનારાયણની સેવામાં કરેલો કોઈ પણ

ત્યાગ તેમને મન કોઈ ખાસ ત્યાગ નહોતો. તેમાં પણ પૈસાદાર લોકો તો નિષ્ણાત દાક્તરોની સારવાર મેળવી શકે છે, પણ ગરીબોનું કોણ ? તેથી તેઓ સદા ગરીબ દર્દીઓની સેવામાં જ લીન રહેતા. પૈસા ન મળે તો કોઈ ચિંતા નહિ. તેઓની સેવા શુશ્રૂષા કરવા માટે ઈશ્વરે ખૂબ ધન આપ્યું છે એમ તેઓ સદા માનતા. તેઓ દર્દીને દવા તો આપતા, ઉપરાંત તેને માટે યોગ્ય ખોરાકની પણ જોગવાઈ કરી આપતા.

મલાયામાં તેમની સાથે રહેનાર અત્યારે કહે છે કે અમે તે વખતે શિવની મહાનતાને પારખી શકયા નહોતા. તે વખતે તો અમને લાગેલું કે તેમનામાં ઘણી ઘણી વિચિત્રતાઓ રહેલી છે. સ્વર્ગાશ્રમમાં રહેતા ત્યારે પણ તેઓ હમેશાં જ્યાં જતા ત્યાં પોતાની સાથે ત્રણ થેલીઓ રાખતા. એકમાં પુસ્તિકાઓ અને પત્રિકાઓ હોય, બીજામાં ફળફળાદિ અને ત્રીજામાં સામાન્ય દવાઓ હોય. રસ્તે જતાં સેંકડો જગ્યાએ અટકી સાધુઓની અને ગામડીઆઓની તબિયત વિષે સહાનુભૂતિપૂર્વક પૂછપચ્છ કરતા. તેમને જરૂરી દવાઓ, ફળફળાદિ, પત્રિકાઓ વગેરે આપતા. પોતે ક્ષેત્રભિક્ષાની 'દાળ-રોટી' ઉપર જ નિભાવ

કરતા પરંતુ દર્દીઓ માટે દૂધ, દહીં, ફળ વગેરે ખરીદી તેમને પહોંચતા. તેમણે સ્થાપેલા સત્ય સેવાશ્રમ દવાખાનામાં દર્દીની સારવાર કરતાં પહેલાં તેને નારાયણરૂપ માનીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા. આજે તેઓ જ્યાં રહે છે ત્યાં એક મોટું દવાખાનું સ્થાપ્યું છે. આશ્રમમાં નવા નવા રહેવા આવતા દરેક જણે આ દવાખાનામાં રહી દર્દીઓની સેવા કરવાની સખત તાલીમ લેવી પડે છે.

એક દિવસ રામઆશ્રમની બહાર એક નિરાધાર માણસ પડ્યો હતો. કોઈએ તેની સામે જોવાની પણ દરકાર કરી નહિ. શિવે જેવું આ જાણ્યું કે તરત જ તેને આશ્રમમાં લાવ્યા અને દરેકે દરેક શિષ્યને તેની સંભાળ લેવા કહ્યું.

બદ્રી–કેદારની યાત્રાએથી પાછા ફરતા યાત્રાળુઓને તેઓ આગ્રહ કરીને પણ બોલાવી લાવતા અને તેમની પગચંપી કરતા. એક પગ તેઓ દાબે તો બીજો પગ દબાવવા કોઈ શિષ્યને કહે. આ પ્રમાણે શિષ્યોને સેવાની પ્રત્યક્ષ તાલીમ આપતા.

સત્સંકલ્પને પરિણામે આનંદકુટીરમાં દરેક પ્રકારની

આધુનિક સગવડોથી યુક્ત એવા 'શિવાનંદ ધર્માર્થ દવાખાના'નું નિર્માણ થયું છે.

## દરિદ્ર અને નિરાધારની સેવા

નિરાધારનો પ્રશ્ન સ્વામીજીના જીવન સાથે ગાઢ રીતે સંકળાએલો છે. શિવ નિરાધાર અને દરિદ્ર માટે કહે છે કે તે ક્યાં જશે ? આપણે જ તેની સંભાળ લેવી જોઈએ. જ્યારે જ્યારે શિવે આશ્રમને બારણે આવેલી કોઈ નિરાધાર વ્યક્તિના ભરણપોષણની જવાબદારી માથે લીધી હોય, ત્યારે આશ્રમના બીજા સંચાલકોને અને મુલાકાતીઓને આ સવાલથી ખૂબ આશ્ચર્ય થાય છે. આના સમર્થનમાં તેઓ એવું કારણ આપે છે કે ખુદ ભગવાને જ તેને શિવના ચરણોમાં આશ્રય લેવાની પ્રેરણા આપી છે. આશ્રમ આ બધાનો નિભાવ શી રીતે કરી શકે ? આના જવાબમાં શિવ એટલીજ શાંતિથી કહે છે, "જે ભગવાને તેને અહીં મોકલ્યો છે તે તેના નિભાવનો બંદોબસ્ત કરશે જ !" આવા નિરાધારોમાં વિધવાઓ, ત્યક્તાઓ, અનાથ બાળકો અને વૃદ્ધોનો સમાવેશ થાય છે. શિવ તે બધાના પિતા છે; તે બધાની

માતા પણ છે. આશ્રમનાં દ્વાર સદા બધાને માટે ખુલ્લાં જ છે. શિવ કોઈ દિવસ આવા માણસને તેના ભૂતકાળ વિષે કે ભવિષ્યના કાર્યક્રમ વિષે પૂછતા નથી. તેઓ માને છે કે તેમને અત્યારે જરૂર પડી છે. તેમની તે જરૂરિયાત પૂરી પાડવી જ જોઇએ. તેઓ આશ્રમમાં રહે તે પછી થોડા સમયમાં આશ્ચર્યજનક ઘટના બને છે. તેને પોતાનાં સગાંસંબંધીઓની યાદ આવે છે. તેના તૂટી ગએલા સંબંધો ફરી સંધાય છે. એ રીતે વિભક્ત થએલું કુટુંબ ફરીથી એક થાય છે. નિરાશાના અને નિરાધારતાના અંધકારમય જીવનમાં સપડાએલા માણસને શિવ યોગ્ય મનોવૈજ્ઞાનિક ઢંગથી બચાવી લે છે.

## મરણિયા માટે આશા

આ જીવનથી કંટાળીને, અત્યન્ત નિરાશામાં મૃત્યુના મહાસાગરમાં ડૂબવા માટે જીવનના છેલ્લે આરે ઊભા હોય એવા પણ કેટલાક લોકો આવે છે. તેઓ આ દુઃખમય જીવન કરતાં મોત વધુ પસંદ કરે છે. પ્રભુની સર્વોચ્ચ દયા જ તેમને શિવના ચરણમાં આવવા પ્રેરે છે. શિવની દિવ્ય અનુકમ્પા તેના જીવનમાં નવો

જ પ્રકાશ ફેલાવે છે; અને તેમના જીવનમાં આશ્ચર્યજનક પરિવર્તન શરૂ થાય છે. તે ગૃહસ્થનું કે સંન્યાસીનું, ગમે તે જીવન ગાળે, પણ નિરાશા તથા શોક તો તેમના જીવનમાંથી સદંતર અદૃશ્ય થઇ જાય છે અને શાંતિ તથા આશાનો સંચાર થાય છે.

મલાયામાં પણ શિવ આવું જ સેવામય જીવન જીવતા. આ જીવનમાં દુઃખોનો અંત લાવવા માટે ખુદ જીવનનો જ અંત લાવવાનો નિશ્ચય કર્યો હોય એવા કેટલાએ નિરાશ થએલા યુવકો ડૉ. કુપ્પુસ્વામીના ઘરમાં આવતા. આ ભલા દાક્તર તેમને દુઃખનો અંત લાવવાનો માર્ગ બતાવતા, પોતાના ભાઈભાંડુની માફક તેમની સંભાળ રાખતા અને પૂર્વવત્ માનપૂર્વકનુ જીવન વિતાવવામાં તેમને સહાય કરતા. સમાજમાં તેઓ પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકે ત્યા સુધી તેઓ તેમની પાછળ મંડ્યા રહેતા. આ પ્રકારની સેવા તેઓ આજે પણ કરી રહ્યા છે. આવા લોકોને આશ્રમમાં દાખલ કરવાના સમર્થનમાં તેઓ આ એક જ જવાબ આપે છે કે આપણે તેમની સેવા કરી શકીએ તે માટે ઈશ્વરે તેમને અહીં મોકલ્યા છે.

કોઇની પત્નીનું મૃત્યુ થયું હોય, કે કોઇ આમા-

જિક કે બીજી કોઈ કારકિર્દીમાં સખત આઘાત લાગ્યો હોય, તેવા હતાશ થએલા લોકો પણ રક્ષણ માટે શિવ પાસે આવે છે. જો શિવ તેમને ના પાડે તો તેઓ ચોક્કસ આપઘાત કરે. તેવા લોકોને શિવ સત્કારે છે. તેમનો અભય હાથ તેમને આ દુનિયાની સર્વ ચિંતાઓ-માંથી મુક્તિ અપાવે છે. તેમના જીવનની ક્ષિતિજમાં આશા અને આનંદનો સૂર્યોદય થાય છે. ભેદભાવ વિનાનું જે રક્ષણ તેમને આપવામાં આવે છે તે પુરાણા સમયમાં ભગવાન શ્રી. રામચંદ્રે આપેલા રક્ષણની યાદ દેવડાવે છે.

सकृदेव प्रपन्नाय तवास्मिति च याचते !
अभयं सर्व भुतेभ्यो ददाम्येतत् व्रतम् मम !!

## સાધકની સેવા

સાચો, પ્રામાણિક અને જિજ્ઞાસુ સાધક શિવને મન દેવ છે. આવા સાધકો માટે જ શિવ જીવે છે. તેથી તેઓ તેમના માટે બધુંજ કરી છૂટે છે. સાધક પ્રત્યેનો શિવનો પ્રેમ મોટી ઉંમરે જન્મેલા પોતાના એકના એક પુત્ર પ્રત્યેના પિતાના પ્રેમ જેવો છે. તેવા પુત્ર ઉપર પિતા પોતાનો બધો જ સ્નેહ ઠાલવી દે છે.

કોઈપણ પ્રકારના બદલાની આશા રાખ્યા સિવાય તે તેના માટે ગમે તેવો મોટો ભોગ આપી શકે છે. આશ્રમના સાધકો આરામપૂર્વક જીવન વિતાવી શકે અને સાધનાનો સતત અભ્યાસ કરી શકે, તે માટે શિવ આ સિત્તેર વર્ષની ઉંમરે પણ અવિરત કાર્ય કરે છે. સાધકોને રોટી, કપડાં, રહેઠાણ અને વૈદ્યકીય સારવારની ચિંતામાંથી મુક્ત રાખવા શિવ સદા પ્રયત્નશીલ રહે છે. આખા આશ્રમમાં કદાચ શિવના જેટલી શારીરિક અશક્તિ બીજા કોઈનામાં ભાગ્યે જ હશે, છતાં તેઓ કોઈ પણ સાધક કરતાં વધુ મહેનત કરે છે.

કોઈ સાધકની તબિયત સહેજ નરમ હોય કે સહેજ માથું દુઃખવા આવ્યું હોય તો તેઓ તરત કહે છે, "ઓ જી ! આરામ કરો." પછી તરત જ બીજા આશ્રમવાસીને તથા દાક્તરને તેની સંભાળ લેવા મોકલે છે. શિવના ઉપદેશ અને આચરણ વચ્ચે આ જ એક મોટો તફાવત છે. તેઓ આરામની જરા પણ અપેક્ષા રાખ્યા સિવાય સતત નિષ્કામ સેવા કરે છે, જ્યારે બીજાઓને તબિયત સાચવીને કામકાજ કરવાનું કહે છે. આવો છે સાચા આધ્યાત્મિક સાધક પ્રત્યેનો તેમનો પ્રેમ!

પોતાના વહાલા પુત્ર ખાતર કોઇ મા-બાપ પણ ન કરે તે શિવ પોતાના સાધક માટે કરે છે. કોઇ સાધકમાં સહેજ પણ બૌદ્ધિક શક્તિ છૂપી રહેલી જણાયતો તેને ખીલવવા માટે શિવ બધું જ કરી છૂટે છે. તેની ખાતર આત્મસમર્પણ કરી દે છે. આવો સાધક પોતાની જાતને સારામાં સારી રીતે અભિવ્યક્ત કરી શકે અને અંતે માનવજાતિની સેવા કરી શકે તે માટે માર્ગો શોધવા શિવ સદા ચિંતન કર્યા કરે છે. આ માટે જ આનંદકુટીરમાં કેટલાક વિભાગો અસ્તિત્વમાં આવ્યા છે.

એકવાર એક માણસે કહ્યું કે હું કાગળ બનાવવાની રીત જાણું છું. કોઇ જાતની પૂછપરછ કે ખાત્રી કર્યા સિવાય બીજે જ દિવસે શિવે તેને બધી જોગવાઈ કરી આપી. એકવાર એક સારા સંગીતકાર આશ્રમમાં જોડાયા. બીજે જ દિવસે એક સારા હારમોનિયમ અને તબલાં ખરીદવાની મંજુરી આપી દીધી. આ બધી બાબતોમાં શિવ એટલો બધો રસ લે છે કે કોઇને લાગે કે શિવ કેવળ તેમની આવવાની જ રાહ જોતા ન હોય! તેઓ એટલા બધા ઉત્સાહી છે કે થોડી જ વારમાં કામ સારી રીતે થાય તે માટે તેમને સલાહ-સૂચનો આપ્યા

કરે છે. સ્ટુડીઓ બાબતે પણ આમ જ બનેલું. આજથી લગભગ નવ વર્ષ પહેલાં જ્યારે શ્રી પદ્મનાભમ્ (અત્યારે સ્વામી શારદાનંદજી) આશ્રમમાં આવ્યા ત્યારે એક મામૂલી 'બોક્સ કેમેરા' હતો. જ્યારે શિવને ખબર પડી કે શારદાનંદજીને ફોટોગ્રાફીનો શોખ છે, ત્યારે તેમણે એવો સત્ સંકલ્પ કર્યો કે શ્રી પદ્મનાભમ્‌ને પ્રોત્સાહન મળવું જોઈએ. આ સંકલ્પ એવો પ્રભાવશાળી નીવડયો કે તરત જ સ્ટુડીઓ ખોલવામાં આવ્યો. શ્રીમતી શામને એક કિંમતી કેમેરા ભેટ આપ્યો અને શ્રીમતી કેરીનાએ પોતાનો એક કેમેરા સ્ટુડીઓને આપ્યો. આ પછી સ્ટુડીઓ સારી સેવા કરી શકે તે માટે શિવ અવારનવાર શ્રી. શારદાનંદજીને સલાહ–સૂચનો આપ્યા કરતા.

આના કરતાં પણ વધુ રસમય વાત એ છે કે એકવાર શિવે એક રસોઈયાને આશ્રમમાં અજબરીતે આવકાર્યો હતો તે માણસ, કાંઈ આશ્રમમાં રહેવાની ઇચ્છાથી આવ્યો નહોતો, પણ જ્યારે શિવે તેને કહ્યું કે અહીં રહો અને પડોશમાં એક 'હોટલ ખોલો. હું તમને દરેક રીતે મદદ કરીશ. આ સાંભળતાં જ પેલો માણસ દિઙ્મૂઢ થઈ ગયો. આ પછી શિવે આશ્રમના મંત્રીને

કઢીને તે માણસ માટે એક ઓરડાની વ્યવસ્થા કરી આપી. તેને વાસણકુસણ અપાવ્યાં. આ ઉપરાંત તેને કહ્યું કે તમે ભોજન આશ્રમમાં લેજો. તમારા પોતાના લાભ માટે તમારો ધંધો ચાલુ રાખજો. આ પછી થોડી વારે શિવે સ્પષ્ટતા કરતાં કહ્યું, "ગંગા કિનારે રહેવું એ જ આશીર્વાદ સમાન છે. કોઇક દિવસ આ સંસારનો ત્યાગ કરવાની પ્રેરણા તેના અંતરમાં જાગશે. ત્યાં સુધી પૈસા કમાવાની અભિલાષાથી પણ તેને અહીં રહેવા માટે પ્રોત્સાહન આપવું જોઇએ. પહેલાં તો તેને અહીં રહેવા દો, પછી ધીરે ધીરે તે સાધનાને પંથે વળશે."

સેવાના ક્ષેત્રમાં જ નહિ, પરંતુ સાધનાના ક્ષેત્રમાં પણ દરેક સાધક પોતાની વ્યક્તિગત ખાસિયતો અને સ્વભાવ પ્રમાણે ઉત્કર્ષ સાધી શકે તે માટે શિવ અનુકૂળ વાતાવરણ ઊભું કરે છે. કોઈ સાધકને પોતાની સાધનાનો ઢંગ બદલવાની ફરજ પડતી નથી. જો કોઇને વેદાંતનો અભ્યાસ કરવો હોય તો તે માટે જરૂરી એવી સગવડો અને એકાંત મળી શકે તે માટે શિવ બધોજ પ્રબંધ કરે છે. તેને કશું જ કામ કરવા દેતા નથી, જેથી પૂર્ણ એકાંતમાં તે સારો અભ્યાસ કરી શકે. તેનાં જાહેરમાં

વખાણ કરે છે અને તેને પ્રાધ્યાપકનું પદ આપે છે. બીજા પ્રકારની સાધનામાં પણ સાધકોને યોગ્ય સગવડ મળે છે. શિવને પોતાના શરૂઆતના દિવસોમાં પડેલી મુશ્કેલીઓનો ખ્યાલ છે; તેથી પોતાના ચરણકમળમાં આશ્રય પામેલા શિષ્યોને તેવી તકલીફો ન પડે, તેમના શરીર માટેની ક્ષુદ્ર સગવડો ખાતર તેમની કિંમતી માનસિક શક્તિઓ વેડફાઇ ન જાય અને તેઓ સરળતાથી નક્કી કરેલા માર્ગે આગળ વધી શકે તે માટે શિવ બહુ જ કાળજી રાખે છે.

જે લોકો તેમનુ શરણ લે છે તેઓ બધા જ કાંઈ સંપૂર્ણ સાધકો હોતા નથી. વળી, તેઓ આ આધુનિક દુનિયાનાં બાળકો છે. તેઓ સંસારનો ત્યાગ કરે તે પહેલાં તો સંસારે તેમનામાં કોઈ તીવ્ર વિષનું સંચારણ કરી દીધેલું હોય છે. ઋષિકેશ આવવાથી જ બધા કાંઈ આ વિષથી મુક્ત થઈ શકતા નથી. આ લોકો પ્રત્યે શિવ તો સર્વોચ્ચ ભલાઈના સૂર્યસ્વરૂપ છે. તેમનામાં બુરાઈનો સહેજ અંશ પણ નથી. તેથી જ તેઓ આપણામાં જે સારૂં છે તે જ જુએ છે, બુરું નથી જોતા. કોઈનામાં સહેજ પણ સારા ગુણો હોય તો—અને

દરેક વ્યક્તિમાં કોઈ ને કોઈ સારો ગુણ તો હોય જ–તેના દુર્ગુણોને જતા કરી આધ્યાત્મિક સૈન્યમાં એક વધુ સૈનિકની ભરતી કરે છે. નજીવી ખામી હોય તો તે આ આધ્યાત્મિક વાતાવરણમાં રહેવાથી સહજ નીકળી જશે. જો સાધનાને માર્ગે ઉત્કર્ષ કરવામાં અંતરારૂપ થાય એવો કોઈ દુર્ગુણ હોય તો શિવના દિવ્ય હાથ નીચે તે એક સાધનમાત્ર બનીને કામ કરે છે. તેનું કામ જ તેનો તથા તેના જેવા બીજા હજારોનો ઉત્કર્ષ કરશે.

આ જ શિવનું જાદુ છે. સમાજ જે વ્યક્તિનો તિરસ્કાર કરે છે તે વ્યક્તિને પણ શિવ અપનાવે છે, અને તેને એક સારો નાગરિક બનાવે છે. તેનું રહસ્ય આ છે–શિવ વ્યક્તિના સદ્‌ગુણો પ્રત્યે ખૂબ ધ્યાન આપે છે, તેના સદ્‌ગુણોને મોટું સ્વરૂપ આપે છે. આમાં દરેકનું ભલું છે. કોઈ એકાદ દુર્ગુણ ખાતર કોઈ માણસનો ત્યાગ કરવો તે તો મોટું નુકસાન છે. શિવ કદી આ પ્રમાણે કરતા નથી. એક આસુરી વ્યક્તિ પાસેથી પણ શિવ કામ લઈ શકે છે. યોગ્ય સમયમાં તે માણસ સુધરી જશે, અગર તો આશ્રમ છોડી ચાલ્યો જશે.

# સાધુ સંતોની પરંપરા

કોઈ ભલો માણસ આ દુનિયામાં પોતાની પાછળ પોતાના જેવા અનેક અનુયાયીઓ મૂકી જાય તો તેના કરતાં માનવજાતની બીજી કઈ મહત્ત્વની અને સર્વોત્તમ સેવા હોઈ શકે ? આ પ્રકારની સેવામાં શિવ ઉચ્ચ સ્થાને વિરાજે છે. તેઓ ખરેખર એક અજબ આકર્ષણશક્તિ ધરાવતા સ્પર્શમણિ સમાન છે. તેઓ સર્વને પોતાના તરફ આકર્ષે છે અને તેમને ઉત્તમ મનુષ્ય બનાવે છે. તેમનામાં તો પથ્થરમાંથી હીરા પેદા કરવાની દક્ષતા છે.

તેમના સંતપણાની બધા ઉપર ઉત્તમ અસર થાય છે. મનુષ્યમાં રહેલા હજારો દુર્ગુણો પ્રત્યે તેઓ દુર્લક્ષ દાખવી શકે છે અને અકસ્માત્ પણ જો તે વ્યક્તિના ચારિત્ર્યમાં કોઈ એકાદ સદ્‌ગુણ આવી ગયો હોય તો તેઓ તેની બહુજ પ્રશંસા કરે છે. નથી તેઓ કોઈને ધિક્કારતા કે નથી કરતા કોઈની અવગણના. એમની નજરે તો આ દુનિયામાં એવો કોઈ દુષ્ટ નથી કે જેનામાં થોડાક પણ સદ્‌ગુણો ન હોય. સુધરી ન શકે એવું તો એમને મન કોઈ છે જ નહિ. અનન્ત પાપી

તો કોઈ જ નથી. તેઓ સર્વત્ર ઈશ્વિર અને ઈશ્વિરત્વ જુએ છે. તેમનામાં રહેલ સર્વોચ્ચ ક્રિયાશીલતાથી તેમનું પૂર્ણબળ દૃષ્ટિ મારફત પ્રસારિત થઈ મનુષ્યમાં સુષુપ્ત રહેલી ભલાઈને જગાડે છે; તેના સદ્‌ગુણોને દૃઢ બનાવે છે. લાભ મેળવનારને પણ આ વાતની ખબર પડતી નથી. શિવને મન આ કાર્યમાં કરેલો કોઈ ત્યાગ મહાન નથી. સાધકોને તાલીમ આપવામાં અને તેમનું સંતોમાં નવઘડતર કરવામાં તેમની ધીરજ અખૂટ છે. તેમનો સ્વભાવ બહુ જ સાનુકુળ છે.

જે કોઈ સાધક શિવની ચારિત્ર્ય-ઘડતરની શક્તિને નમે છે તે ખરેખર ધન્ય બને છે. કેટલીકવાર એમ પણ બને છે કે તે પોતાની નબળાઈઓ દાખવે છે અને એથી પણ આગળ વધી કોઈ પોતાના ઉપકારક પ્રત્યે વિદ્રોહી બની બેસે છે. આથી કેટલીકવાર શિવની સહન-શકિતની પણ આકરી કસોટી થાય છે. સાધક કેટલીકવાર એમ સમજી બેસે છે કે શિવ તો જન્મથી જ સંત હતા. તેથી તે મૂર્ખ તેના સ્વરૂપમાંથી નવઘડતર કરતા એવા શિવનાં સાધનોને બિનજરૂરી માની બેસે છે. પોતાના લાડકવાયા પુત્રની આવી વર્તણૂકથી પિતા પણ

ગુસ્સે થઈ જાય છે, પણ શિવ તો કદી ગુસ્સે થતા નથી. તેઓ તો તેના નવઘડતરનું કામ થોડા સમય સ્થગિત કરી તેના ઉપર અપૂર્વ પ્રેમની વર્ષા કરે છે. આથી થોડા સમયમાં તે ફરીથી ઠેકાણે આવે છે. અહંકાર, ક્રોધ અને લોભને વશ થઇ માર્ગ ભૂલેલો સાધક, વર્ષોની ધીરજ અને ખંતથી રચેલી ઇમારતને એક ક્ષણમાં ધૂળમાં મેળવી દે તો પણ શિવ બાહ્ય રીતે જાણે કે પોતાને તેની સાથે કશી જ નિસ્બત નથી તેમ વર્તે છે.

ખોટા માર્ગે ગએલા સાધકને બચાવીને સીધે માર્ગે ચઢાવવા માટે શિવ બધું જ કરી છૂટે છે. એ જ છે શિવનો મહાન ચમત્કાર. શિવને મન કોઈ ગુનો અક્ષમ્ય નથી. સામાન્ય નબળાઈ કે પાદાર્થિક આકર્ષણથી જો કોઈ સાધુ ખોટે રસ્તે જતો હોય તો તેનો વધુ વિનિપાત થતો અટકાવવા માટે તેને વ્યાજબી સુખ-સવલતો શિવ પોતે જ આપે છે. આથી વહેલો મોડો પણ તે સાધક તે નબળાઈઓથી મુક્ત થશે. આવું ભાગ્યે જ બને છે કે કોઈ અજ્ઞાની સાધક પોતાના મૂર્ખાઈ ભર્યા સંકલ્પોને વળગી રહે ત્યારે શિવનો મહાન ચમત્કાર દેખાય છે. હજુ સાધકે ઘણા વધુ પાઠ શીખવાના

છે. શિવના ચરણકમળરૂપી રણદ્વિપનું સૌભાગ્ય માણી શકે તે પહેલાં સાધકે સંસારની ધોમધખતી રેતીમાં થોડું વધુ ચાલવું પડશે. શિવ તેને શાંતિપૂર્વક વિદાય આપે તે પૂર્વે તો તેની ઉપર સર્વોચ્ચ પ્રેમનું અદશ્ય આવરણ ફેલાવે છે. પોતાના આશીર્વાદરૂપી સર્વશક્તિમાન બખ્તરથી તેનું રક્ષણ કરે છે. શિવનાં ચરણોમાં ભોગવેલું આવું સ્નેહાળ અને નિશ્ચિંત જીવન તે બીજે ક્યાં ભોગવી શકશે ? મોડા વહેલો અવશ્ય પાછો આવશે.

•

શિવ આવા લોકોની પણ કદી હાંસી ઉડાવતા નથી. એકવાર, ચાલ્યો ગએલો સાધક જો પાછો આવે તો જાણે કે તે કદી ગયો જ નથી તેવી રીતે શિવ તેની સાથે વર્તે છે, કારણ કે સાધક ગમે ત્યાં હોય તો પણ તે સદા શિવના હ્રદયમાં જ વસે છે. આ પછી તેની પ્રત્યે ખાસ ધ્યાન દે છે, કારણ કે તે તો શિવના સર્વોચ્ચ પ્રેમના જ્વલંત વિજયનો પુરાવો છે. આ પછી સાધક પણ શિવની અવર્ણનીય તેજસ્વીતાને સારી રીતે સમજી શકે છે. શિવની કૃપાથી તેની ગ્રહણશક્તિ પણ ખૂબ વધે છે, અને તેથી કરીને તે ઝડપથી સંત બની જાય છે.

જો કોઈ સાધક ઉત્તમ અધિકારી હોય તો તે ફક્ત ગુરુદેવની કૃપાદષ્ટિથી જ કે તેમના પવિત્ર હોઠના એક શબ્દ માત્રથી જ સંત બની જાય છે. મધ્ય કક્ષાનો સાધક પણ ગુરુદેવની થોડી તાલીમ પછી આધ્યાત્મિક ક્ષેત્રે ઊંચો અનુભવ પ્રાપ્ત કરી શકે છે. છેક નીચી કક્ષાનો સાધક પણ શિવની અખૂટ ધીરજ, અનહદ દાન અને મનની ઉદારતાના કારણે સંત બની જાય છે. આ જાતનો અધિકારી ભેદ ભલે સાધકોની ઝડપી પ્રગતિપર નિયંત્રણ રાખી શક્તો હોય પણ શિવને મન તે કોઈ ચોક્કસ ભેદ કે સંજ્ઞા નથી. શિવ તો સર્વને સંત બનાવી શકે છે. શિવના આ શિષ્યો માનવજાતની મહામૂલી મૂડી છે.

## રખેવાળ શિવાનંદ

ભગવાન ઇસુએ રખેવાળની સુંદર વાર્તા કહેલી છે. આ દાહ્યા રખેવાળના વલણનું સ્પષ્ટ નિર્દેશન શિવ આપણને હરહંમેશ આશ્ચર્યજનક રીતે કરી બતાવે છે.

તેમની સાથેના થોડાંક વર્ષોના વસવાટથી જણાઈ આવે છે કે તેઓ કેટલી આશ્ચર્યજનક રીતે સાધકોને

તાલીમ આપે છે. પુરાણા સમયમાં જેમ સાધકો તીવ્ર ત્યાગથી, વિવેકબુદ્ધિથી અને બધી વાસનાઓનો ત્યાગ કરીને ગુરુકુળમાં રહેતા હતા તે પ્રમાણે આજે પણ સાધકો શિવના ચરણકમળમાં આશ્રય લે છે. જો તમે આશ્રમમાં રહો તો તમને જણાશે કે શિવ ભાગ્યે જ તેમની સાથે દેખાય છે, તેમ સાધકો પણ બહુ થોડા જ તેમના સહવાસમાં રહે છે. સાધકોનો ગુરુદેવ સાથેનો સંબંધ બિલકુલ નિરાળો એવો આધ્યાત્મિક સંબંધ હોય છે અને આવા બહુ જ થોડા છે. ઘણુંખરું અપરિપક્વ સાધકો સાથે જ શિવ વધુ સમય ગાળે છે. તેમાંના કેટલાકમાં તો આધ્યાત્મિકતાનો અંશ પણ હોતો નથી, પરંતુ પ્રતિકૂળ સંજોગોને લઈને ગૃહત્યાગ કરી આવેલ હોય છે. તેઓ આત્મહત્યા ન કરી બેસે એટલા માટે શિવ તેમને આશ્રમમાં આશ્રય આપે છે. આવા લોકોમાં શિવને વૈરાગ્યનાં બીજ રોપવાનાં હોય છે. તમારા નાના બાળકમાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાનુ કાર્ય જેટલું સહેલું છે તેટલું શિવ માટે એક ઉમ્મરલાયક સાધકમાં વૈરાગ્ય પેદા કરવાનું સહેલું નથી.

શિવનું હૃદય ખૂબ જ પ્રેમાળ છે. બીજાને મોક્ષ

અપાવવા ખાતર પણ તેઓ તેની પાસેથી કશુ ટીનની લેતા નથી, કે તેને અતિ કડક સયમી જીવન જીવવાનુ મ્હેતા નથી સાધકોને પડતી મુશ્કેલીઓનુ શિવ ઘણુ મોટુ મુલ્યાકન ની હે છે, "આ મન કેવી અનાયમ વસ્તુ છે! તેને વશ શી રીતે કરવુ? આ બધા ઉપરાત મનુષ્ય સખત સાધના અને ઊડુ ધ્યાન શી રીતે કરી શકે? હુ માનુ છુ કે કોઈ પોતાના જીવનમા રોજ એક વાર પણ ભગવાનનુ નામ લે અને થોડાક પણ ભલાઈના કાર્યો કરે તો પરમેશ્વરે દરેકને મોક્ષ આપવો જોઈએ" ઈશ્વરના સામ્રાજ્યમા મનુષ્ય જાતિના લક્ષ્ય બિન્દુઓ ઉપર અધિકાર ચલાવવાનો હોય તો વિન્સ્ટન ચર્ચીલના શબ્દોમા કીએ તો તેઓ માયાના સામ્રાજ્યનુ દેવાળુ કાઢી દરેકને મોક્ષ આપી દે

આ પ્રેમાળ ઉપકારક માટે તો, સાધકોને કડક સયમી જીવન વિતાવવાની ફરજ પાડવાનુ લગભગ અશક્ય જ છે આગળ કીધુ તેમ કોઈ સાધક તેવુ સયમી જીવન પોતાની મેળે સ્વીકારશે નહિ વિલાસી જીવન તો ઘણાને કુમાર્ગે દોરે છે વધુ પડતી છૂટને પરિણામે એક સાધક બીજા સાધક સાથે ઝગડે છે શિવ

બન્નેને શાંત પાડે છે. પરંતુ કેટલીકવાર તે બેમાંથી એક તો આશ્રમ છોડી ચાલ્યો જાય છે. શિવ તેને રોકવા પોતાનો બનતો બધો જ પ્રયાસ કરે છે અને કહે છે, "થોડી ઘણી પણ સાધનાની મૂડી પ્રાપ્ત કરવી મુશ્કેલ છે, પણ તેને ગુમાવવી ઘણી સહેલી છે. ગોળાને દાદરે ઉપર ચઢાવવો ખૂબ મુશ્કેલ છે, પણ છોડી દેવાથી તે એક ક્ષણમાં કૂદતો કૂદતો, ઉછળતો ઉછળતો નીચે આવી જાય છે." આમ છતાં પણ જો સાધક ચાલ્યો જ જાય તો શિવ તેને વિષે બધું જ વિસારે પાડે છે.

પણ ના, સ્વામીજીના અદૃશ્ય હાથ તેને પાછો લાવે છે. આ દુનિયામાં બીજે ક્યાં તેને આવા ગુરુ મળશે ? આ સમસ્ત વિશ્વમાં ક્યા ગુરુ તેની સેવા કરશે? બીજે ક્યાં ગુરુ તેની ઇચ્છાને તાબે થશે ? જો કોઈ અશક્ત પુત્ર કમાતો ન હોય તો ખુદ તેનાં મા-બાપ પણ તેની સંભાળ નહિ લે. કોઇ પ્રેમાળ પત્ની પણ પતિની ગમે તેવી ધૂન લાંબો સમય સહન નહિ કરે. મૂર્ખ સાધક આ સહેજે સમજી શકે છે. વધુ પડતા પરિચયને કારણે શિવની મહત્તાનો ખ્યાલ તેને રહેતો નથી, પણ આ સંસારમાં તેને પડતી મુશ્કેલીઓથી તેને શિવના

ચરણકમળની યાદ ફરી આવે છે અને તે પાછો આવે છે.

રખેવાળ કેટલીક વાર પોતાની આસપાસ ઘૂમતાં વિશ્વાસુ ઘેટાંઓને પણ વિસારી મૂકતો હોય છે તેવું ઉપલક દૃષ્ટિથી જણાય છે, પરંતુ ખોવાએલું એકાદ ઘેટું પાછું મળી આવતાં તેને ખૂબ જ આનંદ થાય છે. તે આનંદથી નાચી ઊઠે છે. તે તેને નવડાવે છે, ખવડાવે છે અને ખૂબ જ આગતા-સ્વાગતા કરે છે. આવી રીતે જતો રહેલો સાધક જ્યારે પાછો આવે છે ત્યારે શિવ સૌની હાજરીમાં તેનાં ખૂબખૂબ વખાણ કરે છે. આપણને તો તેથી આશ્ચર્ય જ થાય છે, પણ તે સાધકને પણ લાગે છે કે દિવ્ય જીવનના કુટુંબમાં તેનો સૌથી વધુ સત્કાર થાય છે.

ભગવાન શ્રી કૃષ્ણે એટલું જ કહ્યું છે, "સ્ત્રીઓ, વૈશ્યો તથા શુદ્રો પણ પરમગતિને પામે છે. પરંતુ શિવ તો તેથી પણ આગળ વધીને દુષ્ટ અને પાપી મનુષ્યના જીવનમાં પણ સંચાર કરી તેમનો માર્ગ ઉન્મુક્ત બનાવે છે. ભગવાનની વાણીમાં પણ આ સત્ય રહેલું છે. તેઓ (ભગવાન) કહે છે, "દુષ્ટ માણસ પણ જો મને ભજે

તો તે ભલો બની જાય છે.” સ્નેહ અને સમજશક્તિના અવતાર શ્રી સ્વામીજી આટલી પણ અપેક્ષા રાખતા નથી. તેઓ આપણા કરતાં સારી રીતે સમજે છે કે દુષ્ટ માણસમાં એટલા બધા કુસંસ્કારો રહેલા છે કે દિવ્યતા પ્રતિ એક પગલું માંડવું પણ તેને માટે અશક્ય છે.

સાધક સ્વયં તેમના શરણમાં જાય તેટલી પણ તેઓ રાહ જોતા નથી. તેઓ તો પોતે જ તેને પોતાના તરફ ખેંચે છે. મધુર ગીતો અને સંકીર્તન, પ્રેરણાત્મક પ્રવચનો, મૌલિક, રમુજો, પ્રેમાળ વાર્તાલાપ, સ્વાદિષ્ટ પ્રસાદ, સારો ખોરાક, નિશ્ચિંત જીવન, મનોરંજક ચિત્રો અને ચલચિત્રો અને તમામ પ્રકારની સગવડોથી તેઓ આપણને તેમના પ્રત્યે આકર્ષે છે. સાધકની મુશ્કેલીઓ તેઓ સમજે છે અને તેની નિર્બળતાઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવી તેને દોરવણી આપે છે. તેઓ સાધકમાં ભક્તિ ભાવ ઉત્પન્ન કરી તેને ભોગવિલાસથી મુક્ત રહેવા પ્રેરણા આપે છે. તેને જ્ઞાનથી ભરી દે છે. જુઓ, એક દિવસ આ દુનિયા જાણશે કે તેમના શિષ્યો પણ તેમના જેવા જ જ્ઞાની, બુદ્ધિશાળી અને સદ્‌ગુણી છે. તેમ કરવામાં તેમને કેટલું બધું કષ્ટ પડયું હશે તે તો આ દુનિયા

ભાગ્યે જ જાણી શકશે ? પોતાના ખોવાએલા બેટાની પાછળ દોડવામાં તેમને મન દુઃખ નહિ પણ ખરો આનંદ જ છે. જીવોના ઉદ્ધારમાં જ શિવને તો આનંદ આવે છે. હે પ્રભુ ! અમને તમારા પવિત્ર ચરણારવિંદોમાં આશ્રય આપો.

## ભાવના—કર્મયોગ સાધનાનું એક અગત્યનું અંગ

કર્મયોગ સાધનાનું શિવને શું ફળ મળ્યું છે તેનું વિવેચન કરીએ તે પહેલાં આપણે તેમના હૃદયના અંતરતમમાં થોડા સમય માટે પ્રવેશ મેળવવા માટે તેમની અનુમતિ માગી લઇએ. ત્યાં જ આપણને સર્વ કર્મોનુ યોગમાં રૂપાંતર કરતું યોગીનુ રહસ્ય જાણવા મળશે.

આગળ વર્ણવવામાં આવેલી સેવાઓ કરતી ઘણી સંસ્થાઓ અને વ્યક્તિઓ છે, તો પછી શિવમાં એવી શી વિશેષતા છે કે જેથી શિવ આ બધામાં જુદા તરી આવે છે ? ખરા અંતરની ભાવનાથી જ એક સામાન્ય સમાજ સેવક પણ ઇશ્વર સુધી પહોંચી શકે છે. આ ભાવ જ છેવટે અનુભવમાં પરિણમે છે. આ વાત ભૂલવી

એ તો મહાન ભૂલ છે. સાચા ભાવથી અને સાચી ભાવનાથી કરેલી માત્ર એકાદ જનસેવા પણ તમને સર્વોચ્ચ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવશે. સાચી ભાવના વિના તો જિંદગીભર દીન-દુઃખીઓની અને સમાજની સેવા કરવામાં આવે, તો પણ તેથી મુઠીભર ખુશામતીઆઓની પ્રશંસા સિવાય તમે કશું જ નહિ પામો.

યોગ એ એક આંતરિક કાર્ય પદ્ધતિ છે તે આપણે ન ભૂલવું જોઇએ. વ્યકિત અને સમષ્ટિના આત્માનું જોડાણ તે જ યોગ. આ અંતિમ લક્ષ્ય સાથે જ યોગનો સંબંધ છે. આપણા હાથપગથી નહિ, પણ આંતરિક ચેતનાના પ્રભાવથી આ જોડાણ થાય છે. તેથી યોગની દરેક પદ્ધતિમાં આંતરિક ચેતનાના સંસ્કાર પૂણ જ અગત્યના છે. આ ભાવનાના અભાવે દાક્તરો અને પરિચારિકાઓ દર્દીની સેવાનુ આ અમર ફળ ગુમાવે છે. શિવની ભાવના શી છે તે આપણે હવે જોઇએ.

ઈશ્વર અને ફકત ઈશ્વર જ સર્વવ્યાપક છે તેની પ્રતીતી થવી એ જ કર્મયોગની પ્રાથમિક બાબત છે. મન આદર્શવાદમાં ભટકતું ન થઇ જાય તે માટે થોડીક

સાવચેતી રાખવી જરૂરી છે. જગત એ મનની રંગભૂમિ છે. તેનું ત્રણે કાળમાં ખરેખર અસ્તિત્વ નથી. આની કલ્પના કરવી ઘણી જ સહેલી છે. આથી જે માણસ એવો ડોળ કરે કે મેં આ સત્ય સમજી લીધું છે તે વાસ્તવિક રીતે કાંઈજ સમજ્યો નથી. પાપી હૃદય, પ્રમાદ અને સહાનુભૂતિ વિનાના સ્વભાવપર તે અજાતવાદના ભભકાભર્યા આવરણથી ઢાંકપીછોડો કરે છે. તેવા માણસ માટે આ ભવ્ય સત્ય સમજવું ઘણું જ મુશ્કેલ છે. જો તેની ચા માં સહેજ ખાંડ નાખવી ભૂલી જાઓ તો તમને તરત જ ખબર પડી જશે કે તેના માટે આ દુનિયાનું અસ્તિત્વ છે કે નહિ. આ દુનિયાને છેતરવાનો તો કાંઇ અર્થ નથી, કારણ કે છેવટે દુનિયાને છેતરનાર માણસ પોતાની જાતને જ છેતરી રહ્યો છે. આખરે નુકસાન કોને છે ?

શિવ આનું એક ટૂંકું ને ટચ સૂત્ર આપે છે. "આ વિશ્વનાં બધાં જ પાદાર્થિક શરીરો એકઠાં મળી એક વિરાટ રૂપ બને છે. બધાં મન એકઠાં મળી હિરણ્યગર્ભ બને છે. બધા જ જીવાત્મા એકઠા મળી પરમાત્મા બને છે. આથી શરીર, મન અને વ્યક્તિગત આત્માને એક સાપેક્ષ સત્યતા મળે છે."

એક વાત કદી ન ભૂલશો કે જ્યાં સુધી તમારે માટે આ વિશ્વનું અસ્તિત્વ છે ત્યાં સુધી તમારી દોલત અને સેવાનો લાભ મેળવનાર દીન-દુઃખી વ્યક્તિનું પણ અસ્તિત્વ છે જ. આથી તમારા અંતરાત્માનો અને તમારી દિવ્યતાનો વિકાસ કરવા માટે તમને વિશાળ ક્ષેત્ર મળી રહે છે અને ઈશ્વર સાથે એકતા સાધવાનું તમારૂં અંતિમ ધ્યેય સિદ્ધ થાય છે.

નિષ્કામ સેવા કરવાની બધી જ તકોનો નમ્રતા, આદર અને ભક્તિભાવથી સત્કાર કરવો જોઈએ. ભાગ્યશાળી આત્મા માટે આ દિવ્યકૃપાનું એક કિરણ છે. શિવ એમ કદી નહિ કહે કે તમે તમારાં પોતાનાં જ કુકર્મોનુ ફળ ભોગવી રહ્યા છો. જો કે આપણું હૃદય શુદ્ધ કરવા માટે પરમેશ્વરે આપેલી આ ઉત્તમ તકને હડસેલી કાઢવા માટે આ એક સરસ દલીલ છે. તેમની દૃષ્ટિએ તો આ એક ન પૂરી શકાય તેવી ખોટ છે. આવી તક ઝડપી લઈ સેવા કરવી જ જોઈએ. આ જ ભાવનાના કારણે શિવ વિશ્વાસપૂર્વક કહે છે કે આ દુનિયામાં સેવા અને દાનને પાત્ર ન હોય તેવી કોઈ વ્યક્તિ નથી. તેમની ભેદભાવવિનાની સેવા અને દાનના મૂળમાં આ ભાવના

રહેલી છે. આ તો છે યોગની ચાવી. બધી જ નિષ્કામ સેવા આવી ભાવનાપૂર્વક કરવી જોઈએ :—

वासुदेव सर्वम्—આ સર્વ વાસુદેવ જ છે.

ईशावास्यमिदं सर्वम्—આ સર્વમાં વિશ્વપતિનો વાસ છે.

सर्वभूतास्तमात्मानम्—સર્વમાં એક જ આત્મા વસે છે

यत् च किंचित जगत् सर्वं दृश्यते श्रुयते अपि वा ।
अंतर् बहिश्च तद्सर्वं व्याप्य नारायण स्थित ॥
सर्वत: पाणिपादं तत् सर्वतोक्षी शीरोमुखम् ।

આ દુનિયામાં જે કાંઈ છે, જે કાંઈ દેખાય છે કે સંભળાય છે, તેમાં અંદર અને બહાર બધે જ નારાયણ રહેલ છે. સેવા કરતી વખતે જો કોઈ માણસ એ ખ્યાલ રાખે કે આ હાથ અને પગ, મોં, માથું અને આંખો એ સર્વ નારાયણનાં જ છે તો તે સેવા એક પરમ પવિત્ર ફરજ બની જાય છે.

પરમાત્મા આપણને સેવા કરવા માટે તક આપે

છે માટે સેવા તો કરવી જ જોઈએ. તેથી આપણે તેની દિવ્યકૃપા પામી શકીએ છીએ. આથી, સેવા કરવામાં જ સેવાનું મહાન ફળ છે. આ સેવા એટલે સંપૂર્ણપણે નિષ્કામ સેવા. તેમાં બદલાની કે પરિણામની આશા રાખવી જોઈએ નહિ. સામાન્ય માણસની દૃષ્ટિએ જો પરિણામ ઊલટું આવે તો પણ યોગી ઉપર તેની કશી જ અસર થતી નથી. પોતે કરેલી સેવા સાથે તે પરિણામનો સંબંધ જોડતો નથી, પણ કદાચ તે ભૂતકાળનાં કર્મોનું ફળ હોય તેમ માને છે. કેટલાક સાધકો જડ઼ા અને અયોગ્ય પુરવાર થયા હોય કે પહેલાં શિવ પ્રત્યે ખરાબ રીતે વર્ત્યા હોય, છતાં પણ શિવ તેમને તાલીમ આપવામાં અને તેની સેવા કરવામાં કદી પાછી પાની કરતા નથી. આ છે કર્મયોગનું ગૂઢ રહસ્ય.

તમે શિવને સેવા કરવાની તક આપો. તેઓ એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય તમારી સેવા કરશે. તેના બદલામાં તમે શું કરો છો તે તેઓ જોતા જ નથી. શિવની આ ભાવના જ તેમના આશ્ચર્યજનક ત્યાગ અને સંપૂર્ણ અનાસક્તિનું ગૂઢ રહસ્ય છે.

## કર્મયોગમાં પૂર્ણતા

શિવના ચરણકમળ તરફ લોકો આટલા બધા કેમ આકર્ષાય છે ? ખરેખર તો જ્યારે શિવને તેઓની કોઈપણ પ્રકારની સેવા કરવાની તક મળે છે ત્યારે તેઓ શિવના પ્રેમથી પ્રભાવિત થઈ આકર્ષાય છે. આ પ્રમાણે જ્યારે સંબંધ બંધાય છે ત્યારે માનુષી સંબંધો સિવાય સર્વથી અજાણ એવી ચેતનાવાળા નશ્વર શરીરધારી મનુષ્યો તેમના તરફ ખેંચાય છે.

આથી હવે સમજી શકાશે કે શરીરથી દૂર હોવા છતાં પણ કેવી રીતે લોકો મનથી તેમના તરફ આકર્ષાય છે, તેમનાં દર્શન પામે છે. જ્યારે જ્યારે તેમને જરૂર પડે છે ત્યારે શિવ તેમની સેવા કરવા આતુર હોય છે. તરત જ શિવને તેમનો વિચાર આવે છે. સેવામાં તેઓ એક મૂળ ભાવના સ્વીકારે છે કે બધાં શરીરો એકઠાં મળી વિરાટ બને છે, બધાં મન એકઠાં મળી હિરણ્યગર્ભ બને છે અને બધા જીવાત્મા એકઠા મળી પરમાત્મા બને છે. આ ભાવના જ એક અનુભૂતિ છે. આથી, જો સૂક્ષ્મ શરીરથી યુરોપ કે અમેરિકા જઈ તેઓ કોઈની

આવશ્યક સેવા કરે તો નવાઈ નહિ. આવા ચમત્કાર બન્યા છે તે હકીકત છે.

હવે એ સમજી શકાશે કે શાથી કોઈ માણસ, ન તેમનું કોઈ પ્રવચન સાંભળે, કે ન તેમનો કોઈ ઉપદેશ સાંભળે તો પણ તેમનાં દર્શન માત્રથી પરમ સંતોષ અનુભવે છે. સર્વની સેવા કરવાની સતત આતુરતાથી અને સર્વનાં દુઃખો સમજવાથી શિવે સર્વનાં હૃદય જીતી લીધાં છે. સેવા કરવાની આતુરતા જ મનુષ્ય જાતિના ભલા માટેની અનંત પ્રાર્થના છે. આધ્યાત્મિક રીતે તો સમસ્ત મનુષ્ય જાતિ સાથે તેઓ એકરૂપ થઈ ગયા છે. તેમનામાંથી સતત આનંદ, શાંતિ, જીવન અને જ્યોતિનાં કિરણો ફેલાય છે. તેમની હાજરીમાં લોકો આરામ અને શાંતિ અનુભવે છે. તેમના સાનિધ્ય માત્રથી પોતે જાતે કોઈ પણ પ્રકારના શ્રમ વિના આનંદ પામે છે. આથી બધા શિવને ચાહે છે અને પૂજે છે.

શિવે પોતે આચરણમાં મૂકેલો કર્મયોગ દરેક સાધકના હૃદયમાં એક આશ્ચર્યજનક પરિવર્તન લાવી દે છે. તે કર્મયોગ અહંકારને ચૂરચૂર કરી નિર્મૂળ કરી

નાખે છે અને આત્મસાક્ષાત્કાર કરવા માટે સહાયક થાય છે. સાધક દિવ્યકૃપાનો ભંડાર બની જાય છે અને થોડા સમયમાં તેના દ્વારા દિવ્યકૃપા માનવતા તરફ વહે છે. તે એક ઉધ્ધારક બની શિવની માફક નવયુગના ધર્મગુરુ તરીકે ઝળકી ઊઠે છે. તે કીર્તિની ચાહના રાખતો નથી, પણ કીર્તિ તેને શોધતી આવે છે. તે તો નામ અને યશથી પર છે.

શિવની સેવાનુ આ એક બીજુ મહત્ત્વનું અંગ છે કે નામ અને યશથી દૂર રહેવા ખાતર તેઓ સેવા કરવાની તકનો કદી ત્યાગ કરતા નથી. જો તેમની યશ કલગીથી તેમની સેવાનુ ક્ષેત્ર વધુ વિશાળ થાય, દિવ્ય જીવનના માર્ગ તરફ વધુ લોકો આકર્ષાય તો શિવ તે યશને જરૂર સ્વીકારે છે. જો તેમની સેવાનો લાભ વધુ લોકોને મળતો હોય તો જ શિવ આ યશને આવકારે છે. અંદરથી તો તેઓ નામ અને યશથી પર છે, પણ તેથી તેઓ ખુશ તો જરૂર થાય છે કે આથી મોટા પાયા ઉપર મનુષ્ય જાતિની સેવા કરી શકાય છે.

જેમ સેવાનુ ક્ષેત્ર વિશાળ તેમ સેવા વધુ પ્રબળ

અને ભાવના વધુ સતત તથા ઊંડી હોય છે. અહંકાર અને અભિમાનને ધોઇ નાખી અંતઃકરણને શુદ્ધ કરતી દિવ્યકૃપા તેમનામાં દિવ્યતા પ્રગટાવે છે. આથી મનુષ્ય જાત એક વાત સારી રીતે સમજી શકે છે શિવ આ પૃથ્વી ઉપર દેવ સમાન છે, તેમનું જીવન સર્વના કલ્યાણ માટે સમર્પિત છે :– તેઓ તો "सर्वभूत हिते रता : છે।

ॐ

ૐ

# પ્રકરણ ત્રીજું

## ભક્તિયોગ

૧. શિવ જપ, પૂજા, લિખિત જપ, સંકીર્તન અને ભક્તિયોગની બીજી સાધનામાં નિયમિત છે.

૨. શિવ સેવા અને ભક્તિને પૂર્ણયોગના અનિવાર્ય અંશ તરીકે એક બીજા સાથે જોડે છે.

૩. ચોક્કસ, નિરપેક્ષ અને સંપૂર્ણ આત્મસમર્પણ સાથે શિવ ઈશ્વર ઇચ્છાને સ્વીકારે છે.

૪. તેઓ સર્વમાં પ્રભુનો વાસ જુએ છે.

૫. સકળ લોકમાં સૌને વંદે છે.

૬. તેઓ પ્રતિક્ષણ વિરાટ પૂજા કરે છે.

૭. સત્સંગ અને પ્રાર્થના ઉપર તેઓ ખાસ ભાર મૂકે છે. તેથી તેઓ ઈશ્વરમય બની રહે છે. ઈશ્વર સાથે જ તેમણે સંપૂર્ણ એકતા મેળવેલી છે

શિવના કર્મયોગ સંબંધે આપણે ઘણી લાંબી વિચારણા કરી છે. પૂ. ગુરુદેવનાં બધાં બાહ્ય કર્મો કેટલીક વાર તેમની પરાભક્તિનાં જ જુદાં જુદાં સ્વરૂપો હોય છે અને બાકી બ્રહ્મ સાથેની એક્તાનાં વેદાંતિક સાક્ષાત્કારનાં કર્મો છે. આપણી માફક તેઓ કાંઈ મેળવવા માટે કે બીજું કાંઈ દૂર કરવા માટે કર્મ કરતા નથી.

જે વસ્તુ મેળવ્યા પછી બીજું કાંઈ મેળવવા યોગ્ય બાકી રહેતું નથી અને જેમાં સ્થિર થયા પછી ગમે તેવી આફતમાં પણ ચલિત થવાતું નથી, તેવી વસ્તુમાં દૃઢ થએલ મનુષ્યને તે કાર્ય કરવાથી કે ન કરવાથી કાંઈ પામવાનું કે ખોવાનુ રહેતું નથી. (શ્રીમદ્ ભગવદ્ ગીતા)

વધતી જતી ઉંમરને કારણે શરીર આરામ અને સુખ સગવડો માગે. તેમાં બાહ્ય ફેરફારો પણ થાય. શક્તિ ક્ષીણ થાય. આપણે અજ્ઞાની લોકો તેનાથી ડરી જઈએ કે નાસીપાસ પણ થઈ જઈએ છીએ, પણ શિવ તો પોતે જે સેવા કરી છે તેનાથી પૂરતો સંતોષ માની પોતાના સેવાના ક્ષેત્રને હજુ પણ ઉત્સાહપૂર્વક વિસ્તારતા

જ જાય છે. શ્રી. સી. પી. રામસ્વામી આયર અને શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચારી જેવા લોકસેવકો પણ શિવની અનંત સેવા જોઇને આશ્ચર્ય વ્યક્ત કરે છે.

આના મૂળમાં તો એકજ વસ્તુ છે—સેવા, સેવા 'કાર્ય' તરીકે નહિ પણ પૂજા તરીકે, બલ્કે વિરાટ પૂજા તરીકે કરવામાં આવે છે. સંપૂર્ણ આત્મસમર્પણથી જેણે ઈશ્વર સાથે પૂર્ણ એક્તા સ્થાપિત કરી છે એવા જ્ઞાની અથવા જીવનમુક્ત પરાભક્તની પૂજા તે કરે છે. તેથી કરીને તેમણે ઈશ્વરના જેવો સ્વભાવ કેળવ્યો છે.

પરમાત્માની પ્રકૃતિ કેવી છે? અજ્ઞાનની નિદ્રામાંથી છેલ્લામાં છેલ્લી વ્યક્તિ પણ જાગે નહિ અને સકળ વિશ્વના સર્વ લોકો તેની સાથે ફરીથી એકતા અનુભવે નહિ ત્યાં સુધી પરમાત્માને સંતોષ થતો નથી. પોતાને ત્યાં અસંખ્ય મુક્ત આત્માઓ વસતા હોય, છતાં તેનો એકાદ ભક્ત પણ જો પોતાની આર્તપ્રાર્થનામાં તેને પુકારે, તો તે તેની મદદે દોડી જાય છે. તે કદી એમ નહિ કહે, "મેં અનેક ભક્તોને પ્રેરણા આપી તેમનો ઉધ્ધાર કર્યો છે, હવે વધુ ભક્તોની જરૂર નથી, તો હું

શું કરવા જાઉં ?" તેવી જ રીતે શિવને પણ એવું કહેતા કદી નથી સાંભળ્યા કે મેં પૂરતું કામ કર્યું છે, ઘણાં પુસ્તકો લખ્યાં છે, ઘણાને સંન્યાસ આપ્યો છે માટે હવે ચાલશે.

પ્રભુનાં પ્યારા બાળકોને પરમાત્માનાં ચરણારવિંદો તરફ જવા માટે પ્રેરણા અને માર્ગદર્શન આપવા તથા તેમની સેવા કરવા માટે ગમે તેટલાં વર્ષ જીવવું પડે કે ગમે તેટલા જન્મ લેવા પડે, તો પણ તેઓ તૈયાર જ છે. તેમનુ વચન આપણે મન આશીર્વાદ છે. પૂ. ગુરુદેવ ઘણું જીવો ! જન્મ જન્માન્તરોમા અમે તેમના ચરણ કમળની સેવા કરીએ આપણે મન તો તે જ મોક્ષ છે

"જન સેવા તે જ પ્રભુ સેવા. નારાયણ ભાવથી સર્વની સેવા કરવી" વગેરે કહેવુ કે જાહેર કરવુ બહુ સહેલું છે, પણ તે ભાવ જારી રાખવો મુશ્કેલ છે તેથી, શિવ આ ભાવ કેવી રીતે જાળવી રાખે છે તે વિષે અમે તેમને વિનંતીપૂર્વક પૂછ્યુ સજ્જનોનુ રક્ષણ કરવા માટે, દુષ્ટોનો નાશ કરવા માટે અને ધર્મની પુન સ્થાપના કરવા માટે જેણે યુગે યુગે જન્મ લેવાનુ વચન આપ્યુ

છે, તેવા પરમકૃપાળુ પરમાત્માએ મનુષ્ય શરીરમાં રહીને આપણને ખૂબ જ કિંમતી બોધ આપ્યો છે. હા, આપણે માટે જ અને આપણે તેમને અનુસરીએ તથા સ્પર્ધા કરીએ તે ખાતર જ મનુષ્યદેહધારી તે દિવ્ય આત્મા જપ, પૂજા, ધ્યાન આદિ કરે છે. તેમને માટે તો નારાયણ ભાવ એ જ (તેમનો) સ્વભાવ છે. તેથી નારાયણ ભાવ કેવી રીતે કેળવવો અને જાળવી રાખવો તે આપણને શીખવવા માટે તો તેઓ જ સુયોગ્ય ગુરુ છે. તો આવો ! આપણે શિવની ભક્તિયોગ–સાધના વિષે સાંભળીએ.

## ૨

## અંતરંગ સાધના

શિવ હંમેશા આતરિક ભાવ અને આંતરિક વલણ માટે ખૂબ આગ્રહ રાખે છે, તેથી હૃદયના આંતર્મુખ સંસ્કારો પર ખૂબ જ ભાર દે છે. બેશક શિવને સેવા કરનાર પ્રત્યે પ્રેમ છે, તેઓ સેવાની પ્રશંસા કરે છે, પણ ભક્તિ વિનાનું એકલું કર્મ શિવના હૃદયને ગમતું નથી. તેથી, આખો દિવસ માળા ફેરવ્યા કરે પણ તરસ્યાને એક પ્યાલો પાણી પણ ન પાય તેવા ભક્તને

જેમ શિવ જાહેર અને ઢોંગી ભક્ત કહે છે તેમ અઢાર અટાર કલાક સુધી નિષ્કામ સેવા કરે પણ એકાદ માળા ન ફેરવે તેવા કર્મયોગીને પણ શિવ મીઠો ઠપકો આપતાં પૂછે છે, "ઓ જી ! આજે કેટલી માળા કરી ? સેવા એ જ પૂજા છે, એ એક મરમ મુદ્રાલેખ અવશ્ય છે પણ વ્યવહારમાં તો તેનો અર્થ કર્મ અને પૂજા થવો જોઇએ." ટૂંકમાં કર્મની સાથે ભકિતની પણ આવશ્યકતા છે. શિવ કહે છે, "બ્રાહ્મમુહૂર્તમાં જેટલી વધુ પ્રબળતાથી જપ કરી શકાય તેટલી વધુ પ્રબળતાથી બ્રાહ્મમુહૂર્તના ધ્યાનમાં પરમાત્માની દિવ્ય હાજરી અંદર તેમજ બહાર અનુભવી શકાય છે. આથી, બાકીના આખા દિવસ દરમ્યાન કરેલી સેવાના કાર્યમાં આ ભાવ તેટલો જ વધુ પૂર્ણ રહે છે.

પરોઢિયે જાગ્યા પછી, પથારીમાં બેઠે બેઠે જ શિવ થોડો સમય જપ કરે છે. પછી હાથ-મોં ધોવે છે. તેમની કુટીરમાં દીવો પ્રગટે અને તમે તમારી ઘડિયાળમાં ૩-૩૦ નો ખરો સમય મૂકી શકો છો ! બરાબર ૪-૦ વાગે તેઓ પ્રાણાયામ અને જપ માટે આસન ઉપર બેસી જાય છે.

શિવ બ્રાહ્મમુહૂર્તમાં ધ્યાન અને જપ કરવા શા

માટે આટલો બધો આગ્રહ રાખે છે, તે તેમનો દરેક શિષ્ય જાણે છે. નિંદ્રામાંથી જાગ્યા પછી આપણું મન સહેલાઈથી વધુ અસર પડી શકે તેવું હોય છે. જો આપણે નિદ્રામાં જપ કરીએ અને અર્ધચેતન અવસ્થામાં પણ જપ કરીએ તો શિવ કહે છે તેમ તેની અસર ઘણીજ આશ્ચર્યજનક થશે. ઠીક, કોઇ પૂછે, "પણ આ થાય શી રીતે ?" તો શિવ કહે છે, "જપ કરવાની ટેવ પાડવાથી !"

આ વાત સમજાવવા તેઓ પોતાનો દાખલો આપતાં કહે છે, "ગઇ કાલે મને સારી રીતે ઊંઘ ન આવી. બે વાગે હું જાગી ગયો. પછી અડધો કલાક મેં જપ કર્યા. હું ઊંઘી ગયો. ફરી હમેશના સમયે હું જાગી ગયો." તેથી જો આપણે જ્યારે જ્યારે રાત્રે જાગી જઇએ ત્યારે ભગવાનનું નામ લેવાની ટેવ પાડીએ તો આપણું મન ઇશ્વરના વિચારથી પૂર્ણ થઈ જશે. જપ એક ટેવ બની જાય છે ત્યારે બ્રાહ્મમુહૂર્તનું ધ્યાન વધુ પ્રબળ બને ઇશ્વરનું સાનિધ્ય ફક્ત તે સમય પૂરતું જ નહિ પરંતુ આખા દિવસ દરમ્યાન આપણા દરેક કાર્યમાં અનુભવાય છે.

જપ અથવા માળાની સંખ્યાનું કાંઈ એટલું બધું મહત્ત્વ નથી, પણ મનની જેટલી પૂર્ણએકાગ્રતાથી અને ઊંડી ચેતનાથી પરમાત્માનું નામ લેવાય તેટલું તેનું મહત્ત્વ વધુ છે. એકવાર શિવે અમને કહ્યું હતું કે હું વહેલી સવારે કેટલાક મંત્રોનો જપ કરું છું. તેઓએ એકવાર એમ પણ કહેલું કે શ્રી. શાસ્ત્રી આયર કહે છે, 'જ્યાં સુધી કોઈ વ્યક્તિ શ્રી. વિદ્યાની ઉપાસના ન કરે ત્યાં સુધી તે જીવનમાં કાંઈ ખાસ સફળતા પામી શકતી નથી.' હા, હું પણ શ્રી વિદ્યાનો ઉપાસક છું. હું પણ વહેલી સવારે ઊઠીને શ્રી વિદ્યા મંત્રનો એક બે વાર જપ કરું છું. જ્યારે જ્યારે કોઈ સ્ત્રીને મળવાનો પ્રસંગ આવે છે ત્યારે હું તેને માનસિક દંડવત્ પ્રણામ કરું છું. તે સ્ત્રી દિવ્યમાતા ત્રિપુરાસુંદરીનું સ્વરૂપ છે એમ હું અનુભવું છું. આ જ મારી શ્રી વિદ્યા ઉપાસના છે.

શિવ હંમેશાં ગંગામાં ઊભા રહીને કેટલાક મંત્રો ઉચ્ચારે છે. ઝડપી મંત્રસિદ્ધિ માટે આ ખૂબ જ ફાયદાકારક છે. આશ્રમમાં અત્યન્ત પ્રવૃત્તિશીલ માણસને શિવ વારંવાર કહે છે, "જો તમને જપની એક માળા કરવાનો પણ સમય ન મળતો હોય તો સ્નાન કરતી વખતે

ગંગામાં થોડીક ક્ષણો ઊભા રહી તમારા ઇષ્ટમંત્રનો ત્રણવાર જપ કરો. તે ત્રણ લાખ જપ બરાબર થશે.

૩

## લિખિત જપ

સહેલાઈથી મનની એકાગ્રતા કેળવવા માટે લિખિત જપ સાધક માટે એક અગત્યની અને પ્રશંસનીય સાધના બની જાય છે. શિવ તેને ખૂબ જ વખાણે છે. એક વાર તેમણે કહેલું, "ગમે ત્યાં જાઓ ત્યારે એક મંત્રનોંધ બુક, એક માળા અને એક નાની ગીતા હમેશાં ખીસ્સામાં રાખી મૂકો. જ્યારે જ્યારે સમય મળે ત્યારે હવાઈ કિલ્લા બાંધવાને બદલે નોટબુકમાં થોડાક મંત્ર લખો અથવા શાંતિપૂર્વક માળાના થોડાક મણકા ફેરવો કે ગીતાના શ્લોક વાંચો. મન ઉપર પૂર્ણ કાબૂ મેળવવા માટે આ એક ઉત્તમ માર્ગ છે."

આપણા રોજંદા જીવનમાં મંત્ર લેખનને વણી લેવા માટે શિવે આ ઉપરાંત પણ બીજા માર્ગો બતાવ્યા છે. આ બધી રીતો તેમણે પોતાના જીવનમાં ઉતારેલી

છે. તેમાંની સર્વપ્રથમ રીત આ છે– દરેક પત્રની શરૂઆત 'ૐ નમો નારાયણાય'થી કરવી જોઇએ. આથી પત્ર લખનારને અને વાંચનારને બન્નેને લાભ થશે.

બીજી રીત આ છે–જ્યારે જ્યારે કોઈ લેખ કે હિસાબ લખવામાં આવે ત્યારે શરૂઆતમાં એક બે લીટી મંત્રની લખવી જોઇએ. જેમકે

ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ, ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ।
ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ, ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ।।

૪

## આત્મસમર્પણ

દૈવી ઈચ્છા પ્રત્યે સંપૂર્ણ આત્મસમર્પણ શિવનાં દરેકે દરેક કાર્યની ખાસિયત દર્શાવતું સર્વોચ્ચ અંગ છે. તે તેમના દરેક શબ્દમાં પ્રતિધ્વનિત થાય છે. તેમના દરેક વિચારમાં તે પ્રકાશી ઊઠે છે. શિવ તો પરમાત્મા સાથે એકરૂપ થઇ ગએલા છે. તેમના દરેક કાર્યનો હેતુ માનવજાતિ માટે સુખ આણવાનો છે. તેમના શબ્દો

સાચા, શાંતિદાયક, લાભદાયક, પ્રમાણભૂત અને જીવનમાં પરિવર્તન લાવી દે તેવા છે. તેમના વિચારો તો સદા દિવ્ય જ છે.

શિવે મલાયા છોડી ભારતને કિનારે પગ મૂક્યો ત્યારે જ એક સર્વોચ્ચ આત્મસમર્પણ કર્યું હતું. શ્રી. ઇન્દ્રજિત શર્માના પ્રશ્નોના જવાબ આપતાં શિવ કહે છે, "મારે હવે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો જ જોઇએ એવા એક પ્રબળ વિચાર સાથે હું ભારત આવ્યો હતો." બીજા પણ અનેક પ્રસંગોએ તેમણે કહ્યું છે, "આશ્રમ બાંધવાની કે સંઘ સ્થાપવાની મારી જરા પણ ઇચ્છા નહોતી, મારે તો સદા મારી જાતને ભૂલી જઇને એક ઝાડ નીચે બેસી જપ અને કીર્તન કરવાં હતાં". તે જ ક્ષણે તેમણે જીવનને ગતિશીલ રાખનારાં ધ્યેય, મહત્ત્વાકાંક્ષા અને આદર્શો પરમકૃપાળુ પરમેશ્વરના ચરણકમળમાં સમર્પિત કરી દીધાં હતાં. માનુષી ઇચ્છા તો મુમુક્ષુત્વ અને ઇશ્વરસાક્ષાત્કારના તલસાટની આગમાં બળીને ભસ્મ થઈ ગઇ હતી. પાપી, રોગી અને દરિદ્રની નિષ્કામ સેવા કરવાની ઇચ્છા પણ થોડા સમય પૂર્વે ઇશ્વરઇચ્છાને આધીન રહીને આ આગમાં સમર્પિત

કરી દીધી હતી. આ આગમાં જે વ્યક્તિએ પોતાની આહુતિ આપી હતી તે વ્યક્તિ ઈશ્વરસ્વરૂપે પ્રકટ થઈ. ખરા અર્થમાં તો આ જ ઈશ્વરસાક્ષાત્કાર હતો. તે પછી પરમાત્મા એક મહાન મત્યરૂપે પ્રકટ થયા. પરમાત્માની ચેતના શિવની ચેતના બની. ઈશ્વરની ઇચ્છા શિવની ઇચ્છા બની. તેમનું જીવન દિવ્ય યોજનાનો એક અંશ બન્યો.

આત્મસમર્પણની એક અજાયબ વાત તો એ છે, કે તે પહેલાંના તેમણે કેળવેલા બધા જ વિચારો અને બધી જ માન્યતાઓ હવામાં ઊડી ગઈ. તેથી દિવ્ય ઇચ્છાએ શિવની વૈદ્યકીય બુદ્ધિનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું ત્યારે જરા પણ તિરસ્કારની ભાવના ઉત્પન્ન થઈ નહિ. શિવના હાથ દુઃખનાશક દિવ્યકૃપા વહેવડાવવા સાધનરૂપ બન્યા અને તેથી આર્ત લોકોને આરામ અને શાંતિ મળી અને મળી દુઃખમાંથી મુક્તિ. આશ્રમ ન સ્થાપવો તેમજ શિષ્યો પણ ન બનાવવા એવી માનુષી ઇચ્છાએ કરેલા સંકલ્પ સામે તેનાથી બિલકુલ પ્રતિકૂળ બાબતોવાળી દિવ્ય ઇચ્છા ટકરાઈ ત્યારે કંઈ ઘણું થયું નહિ. મોટા મોટા સંતો પણ જેમાં નાસીપાસ થયા છે

તેની આ એક આકરી કસોટી છે. જાહેર ટીકા અને નામોશીથી ડરીને તેઓ પોતાની માન્યતાઓ, યોજનાઓ, સિદ્ધાંતો વગેરેને વળગી રહે છે, વળી તેઓ પોતાના આધ્યાત્મિક જીવનની શરૂઆતમાં દર્શાવેલા વિચારોને પણ વળગી રહે છે અને પરિણામે દિવ્યતાના માર્ગમાં તેઓ પોતાનો જરાપણ વિકાસ કરી શકતા નથી. શિવનું વલણ તો સ્પષ્ટ છે. થોડા જ માસ ઉપર તેમણે કહેલું, "પહેલાં તો આશ્રમમાં સંગીત નહિવત્ હતું. સત્સંગમાં મુખ્યત્વે શાસ્ત્રોમાંથી વાંચન, સંકીર્તન-ધ્વનિનું ગાન વગેરે રહેતાં. અત્યારે તો સંગીતનું મોજું ફરી વળ્યું છે. તેને કોઈ રોકી શકશે નહિ." આ છે તેમણે કોઈ ટીકાકારને આપેલો જવાબ

ઈ. સ. ૧૯૪૦ માં તો શિવ સત્સંગ દરમ્યાન હારમોનિયમ કે એવાં બીજાં વાદ્યોનો ઉપયોગ કરવા દેતા નહિ, પણ પરમાત્માએ ઉચ્ચકોટિના સંગીતકારોને આશ્રમમાં મોકલ્યા અને શિવે જાણ્યું કે આ પણ ઈશ્વરેચ્છા છે ત્યારે તેઓ સંગીતને ખૂબ પ્રોત્સાહન આપવા લાગ્યા.

કોઈપણ પ્રકારની ચોક્કસ વહિવટી નીતિ સિવાય,

દઢ શિસ્ત દાખલ કર્યા સિવાય, કે વ્યવસ્થા સંબંધી ચોક્કસ સિદ્ધાંતો સ્વીકાર્યા સિવાય, આવડી મોટી સંસ્થા સારી રીતે ચાલ્યાનું કોઇએ કદી સાંભળ્યું છે ? પણ શિવાનંદઆશ્રમનો જેણે ઝીણવટભર્યો અભ્યાસ કર્યો છે, તે સહેજે સમજી શકશે કે દિવ્યજીવનસંઘ સિદ્ધાંત-રહિતતાના સિદ્ધાંત ઉપર ચાલી રહ્યો છે. દિવ્યઇચ્છા અને દિવ્ય કૃપા રૂપી બે પાટા પર દિવ્ય જીવનની ગાડી આરામથી ચાલી જાય છે.

સંસ્થાના વ્યવસ્થાપકો આપણને ખાત્રીપૂર્વક કહે છે કે કોઈપણ પ્રકારની નીતિ કે શિસ્ત સિવાય સંસ્થા વળખાં મારવા લાગશે, પણ શિવ પાસેથી આવા વ્યવસ્થા-પકોને ઘણું ઘણું શીખવાનું છે. તેમના મંતવ્યોની અવગણના કરીને પણ શિવે વિશ્વને બતાવી આપ્યું છે કે સંસ્થાનો વિકાસ ઇશ્વરેચ્છા પ્રમાણે અને પરમાત્માની દોરવણી નીચે ચાલતો હોઈ તે ચમત્કારિક છે. કોણ નકારી શકશે કે ઇશ્વરેચ્છા માનુષી ઇચ્છા કરતાં જ્ઞાન અને શક્તિમાં હજાર ગણી ચઢિયાતી છે.

આત્મસમર્પણ કરવું તેના કરતાં, કરીને તેને

જાળવી રાખવું વધુ કઠિન છે. જો તે સદા માટે જાળવી શકાય નહિ તો તે એક બદનામી છે શરણાગતિની આગ ધીરે ધીરે ઠરી જાય છે અને તેના ઉપર સ્વાભિમાની અને અહંકારી સ્વભાવની રાખ વળે છે. આમ થતું અટકાવવા માટે શિવે નીચે પ્રમાણે શરણાગતિ સૂત્રનું રટણ અને સ્મરણ કરવાની સુંદર, અનોખી રીતે બતાવી છે.

શ્રી. હરિ શરણં મમ । શ્રી કૃષ્ણ શરણં મમ ।
શ્રી. રામ શરણં મમ । શ્રી દુર્ગા દેવી શરણં પ્રપદ્યે ।
શ્રીમન્નારાયણ ચરણૌ શરણમહં પ્રપદ્યે ।

અને ગીતાના શ્લોક

सर्व धर्मान् परित्यज्य, मामेकं शरणं वृज ।
अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।

૫

# બહિરંગ સાધના

## પરમાત્માની હાજરીનો અભ્યાસ

શિવ ભગવદ્‌ગીતાના વિભૂતિયોગના સૌથી મહાન અને કદાચ એકલા જ જીવન્ત ઉપાસક છે. અખિલ ભારત યાત્રા દરમ્યાન અથવા આશ્રમમાં જેમણે શિવનાં પ્રેરણાત્મક પ્રવચનો સાંભળ્યાં છે, તેઓના ધ્યાનમાં એક વાત આવ્યા વિના નહિ રહી હોય કે શિવ વિભૂતિયોગના અભ્યાસપર ખૂબ જ ભાર દે છે.

આ કોઈ નવો યોગ નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના દશમા અધ્યાયમાં વર્ણવેલા આ યોગ પ્રત્યે તમને આશ્ચર્ય થયું હશે કે આ વળી કયો નવો યોગ આવ્યો! શિવે આ યોગને રાજયોગ, ભક્તિયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગને સમકક્ષ માન્યો છે. તે ક્રિયાત્મક જ્ઞાન–ભક્તિ યોગ છે.

ભગવાન શ્રી. કૃષ્ણે વિભૂતિઓની જે યાદી આપી

છે તેમાં શિવ અનેકનો ઉમેરો કરે છે. તેમના વિભૂતિ-યોગના ગીતમાં આ સ્પષ્ટ જોઈ શકાય છે. તેઓ કહે છે, "સંગીતમાં મધુરતા હું છું, કોફીમાં સૌરભ હું છું, બરફમાં ઠંડક હું છું, દીવામાં તેજ હું છું, વગેરે" ભગવાન શ્રી. કૃષ્ણે ગીતામાં પણ આ જ કહ્યું છે ને ! ભગવાને વિભૂતિયોગના અભ્યાસનો માર્ગ સૂચવ્યો છે, પણ તેઓ પોતે સ્વીકારે છે તેમ વિભૂતિઓનો વિસ્તાર નથી કર્યો.

શિવ વિભૂતિયોગનું આચરણ કેવી રીતે કરે છે ? દરેક વસ્તુ તેમને પરમાત્માની યાદ આપે છે. સામાન્ય રીતે જ્ઞાનેન્દ્રિયો સાથે સંબંધિત વસ્તુઓ, જેમકે સંગીત, સુગંધ વગેરે તેઓને જુદા જ સ્વરૂપમાં દેખાય છે. સ્વાદિષ્ટ ભોજન જોઈને તેમના મોંમા પાણી નથી વળતું પણ તેનાથી તો તેમને તેના સ્વાદમાં રહેલ પરમાત્માની યાદ આવે છે. સંગીત તેમની ચેતનાને બહિર્મુખ બનાવી તેમના મનને અશાંત નથી કરી મૂકતું. તે તો સહજ અવસ્થા ટકાવી રાખવામાં મદદ કરે છે, કારણ તેઓ સંગીતમાં ઈશ્વરની શક્તિ જુએ છે. અરણ્યોની શાંતિ તેમના મનમાં ભય પેદા કરી શકતી નથી, કારણ

તે પણ પરમાત્માનું જ સ્વરૂપ છે. આ રીતે દરેક વસ્તુમાં શિવને પ્રિય પ્રભુનાં જ દર્શન થાય છે. આ પરમાત્માની હાજરીનો અભ્યાસ જ સહજ સમાધિ અવસ્થા છે.

આ યોગનો અભ્યાસ પહેલી નજરે દેખાય છે તેટલો સહેલો કે સરળ નથી. મન તો રાગદ્વેષથી રંગાએલું છે. ઇન્દ્રિયો પદાર્થોને પોતાના ભોગ્ય–ખોરાક તરીકે માનવાને ટેવાએલી છે. તેથી મન એક ગમતી વસ્તુને વળગી પડે છે અને બીજી અણગમતી વસ્તુથી દૂર ભાગે છે. સહેજ પણ લાગ મળતાની સાથેજ ઇન્દ્રિયો તોફાને ચઢે છે. વિભૂતિયોગના અભ્યાસમાં આવી જ્ઞાનેન્દ્રિયોને સ્થાન નથી.

પ્રાણીમાત્ર પ્રત્યે અવિરત પ્રેમ એજ એક અધિકારપૂર્ણ ખાસિયત છે, કારણ સર્વમાં પ્રભુનો વાસ છે. સર્વમાં પ્રભુનો વાસ છે તે જોવાની સાધકને ટેવ પડી જાય તે માટે શિવ સાધકને દિવ્યતાનાં ખાસ સ્વરૂપોમાં ઈશ્વરને જોવા કહે છે. તેઓ કહે છે, "જુઓ ! અનંત ભૂરા આકાશ તરફ જુઓ ! તે શું તમને ઈશ્વરની યાદ નથી આપતું ? આ તેજોમય સૂર્ય તરફ જુઓ ! તે

શું તમને તમારા સ્વયંપ્રકાશિત આત્માની યાદ નથી આપતો ? ગંગા તરફ જુઓ! તે શું તમને પરમાત્માની યાદ નથી આપતી ? પરમાત્માનાં આ સ્વરૂપોને માનસિક પ્રણામ કરો અને ધીરે ધીરે તમારી દૃષ્ટિ વિશાળ બનાવી અંતે પ્રાણીમાત્રમાં પરમકૃપાળુ સર્વવ્યાપક પરમાત્માનાં દર્શન કરો."

તમારા મનમાંથી દુષ્ટ વિચારોને નિર્મૂળ કરો. તમારું મન જેને દુષ્ટ માનતું હોય તેવા માણસને તમે જ્યારે જુઓ ત્યારે મનમાં રટણ કરો કે જુગારમાં ધૂર્તતા હું છું. તેનામાં પરમાત્માને જુઓ, તેથી તેની પ્રત્યેનો ધિક્કાર પાણીના પરપોટાની જેમ વિલીન થઈ જશે. તમે ન તો કોઈ ડાકુને ધિક્કારશો, કે ન કોઈથી ડરશો, કારણ પરમાત્મા પોતે જ સર્વ ડાકુઓમાં પ્રમુખ છે. तस्करानाम् पतये नमः । આ રીતે ટૂંક સમયમાં તમે વિભૂતિયોગના અભ્યાસમાં સ્થિર થઈ જશો. સાધનાને મદદ કરવા માટે અને તેને પ્રબળ બનાવવા માટે શિવ સાધકને કોઈ એક શ્લોક કે સૂત્ર પસંદ કરવાનું અને પરમાત્માની વિભૂતિને જોતાં જ તેનું રટણ કરવાનું કહે છે. જેમકે આકાશને જોતાં–

आकाशवत् सर्वगत नित्य । બ્રહ્મ આકાશની માફક સર્વવ્યાપક અને અનંત છે.

સૂર્યને જોતાં—

पुषण्णेकार्षे यम सूर्य प्रजापतया व्युहारश्मिन् समूह ।
तेजोयत्ते रूपं कल्याणतमां तत्ते पश्यामि योऽसवासौ
पुरुषस्सोहमस्मि ॥

ઓ સૂર્ય ! તું અમારું પાલન કરનારો છે. તું સ્વર્ગનો એકમાત્ર મુસાફર છે. તું સર્વનિયંતા છે. હે પ્રજાપતિના પુત્ર સૂર્ય ! તારાં કિરણો ફેલાવ અને બાળી મૂકે તેવો પ્રકાશ સમેટી લે. તારું ઉજ્જવળ સ્વરૂપ હું જોઉં છું. તારામાં રહેલો પુરુષ હું છું.

કોઈ પણ દીવો, અગ્નિ કે પ્રકાશ જોતાં—

ज्योतिषामपि तद्ज्योतिः तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य तिष्ठितम् ॥

તે સર્વ પ્રકાશોનો પ્રકાશ તો અંધકારથી પણ પર ગણાય છે. જ્ઞાન પામી શકાય તેવું સર્વ જ્ઞાનનું લક્ષ્ય તો સર્વના હૃદયમાં રહેલું છે.

## નમસ્કાર યોગ

આ વિભૂતિયોગના અભ્યાસને નમસ્કાર યોગ સાથે ખૂબ સંબંધ છે. આ નમસ્કાર યોગ ભગવાન શ્રી કૃષ્ણે ઉદ્ધવને દીધેલા ઉપદેશમાં કહેલો છે, પરંતુ અત્યાર સુધી સૌ સાધુ સંન્યાસીઓએ તેની ઉપેક્ષા જ કરેલી છે. છેવટે શિવે તેને પોતાની સાધનાનુ એક અગત્યનુ અંગ બનાવેલું છે. શિવના સ્વર્ગાશ્રમના સાથીઓ કેટલીકવાર કહે છે કે સત્યસેવાશ્રમ દવાખાનામાં શિવ રોગી, સાધુ, અપંગ વગેરેને પ્રથમ સાષ્ટાંગ દંડવંત્ પ્રણામ કરતા, પછી દવા અને જરૂર પડે તો પૈસા આપતા.

ઋષિકેશના સાધુઓ અને પરમહંસ સંન્યાસીઓ પણ આ અગત્યની સાધનાને અવગણતા અને પોતાની અનિચ્છાનો બચાવ કરવા માટે મોટી મોટી ફિલસુફીની વાતો કરતાં કહેતા, "કોણ કોને નમે ?" આવા સાધુ સંન્યાસીઓએ પણ શિવ પાસેથી શીખીને પોતાની સાધનામાં ખૂટતી કડી શોધી કાઢી છે. વળી તેઓએ જાણ્યું કે ધન, જન્મ અને કેળવણીથી ઉત્પન્ન થતા અહંકાર કરતાં

સાધના, વેદાંત, વૈરાગ્ય અને ત્યાગથી ઉત્પન્ન થતો અહંકાર વધુ બળવાન હોય છે. આવા પાકા અહંકારને દૂર કરવા માટે તો સાચાભાવથી કરવામાં આવતો નમસ્કાર જ એક ઉત્તમ સાધન છે.

પોતાના શિષ્યોમાં પણ આવી સ્વાભાવિક નમ્રતા પેદા કરવા શિવે સતત પ્રયત્ન કરેલો છે. તેમના શરૂઆતના શિષ્ય શ્રી. સ્વામી પરમાનંદજી આજે પણ યાદ કરે છે કે શિવ કહેતા કે આજકાલ બે હાથ જોડી માથું સહેજ બાજુએ નમાવી સ્મિત સાથે કરવામાં આવતા નમસ્કાર સાચા નમસ્કાર નથી. તે ન ચાલે. શિવે પરમાનંદજીના પગમાં પડીને સાચા નમસ્કાર કેવી રીતે થાય તે પોતે પ્રત્યક્ષ બતાવ્યું હતું.

શિવને પ્રચાર પર્યટન દરમ્યાન મળેલા લોકો અને બીજા યાત્રાળુઓ આજે પણ યાદ કરે છે કે તેઓ જ્યારે શિવને મળતા ત્યારે સૌ પ્રથમ શિવ જ તેમના પગમાં પડતા. ઘણીવાર શિવે આ પ્રમાણે નમસ્કાર કર્યા પછી પણ તેઓ તેમના પગમાં પડતાં શરમાતા, પણ શિવના મનમાં તેથી કાંઈ ફેર પડતો નહિ. બીજા પણ

આ પ્રમાણે આચરતા થાય અને સાચી નમ્રતા શીખે ત્યાં સુધી શિવે પોતાની નમસ્કાર સાધના ચાલુ રાખી.

નમસ્કારની સાથે શિવ અચૂક બોલે છે "ૐ નમો નારાયણ" આથી સમજાય છે કે તેઓ સામેના માણસની ખુશામત કરવા ખાતર તેના શરીરને નથી નમતા, પણ તેનામાં રહેલા સર્વવ્યાપી પરમાત્માને નમે છે. સામેની વ્યક્તિ કોઈ પ્રખ્યાત મહાત્મા હોય, પૂજનીય સંન્યાસી હોય, ભાવિક કે ધર્મચુસ્ત ગૃહસ્થ હોય, સેતાનનો શિષ્ય હોય, અભ્યસ્ત ગુનેગાર હોય, કોઈ હલકી વર્ણનો માણસ હોય કે ગમે તે હોય, ગમે તેટલી ઉંમરનો હોય, પણ શિવ તેને 'ૐ નમો નારાયણ' કહી નમસ્કાર કરે છે. ઉંમર તો આ નશ્વર અને ક્ષણભંગુર શરીરની હોય, તેમાં રહેલા અજર અમર નારાયણની નહિ.

આ નમસ્કાર એ કેવળ ખોટો ડોળ નથી. સર્વવ્યાપી પરમાત્માની હાજરીના જ્ઞાનથી અને હૃદયના ઊંડાણમાંથી તે નમસ્કાર નીકળે છે. તેની સાથે સર્વ પ્રત્યેનું ખરું માન વણાયેલું છે. તેથી આ હાલતીચાલતી

દિવ્યતા સમા ભૂમંડળેશ્વર જગદ્ગુરૂ કોઈને—નાના બાળકને પણ તુંકારથી બોલાવતા નથી. તેઓ હંમેશાં માનાર્થ શબ્દો વાપરે છે. વાતચીતમાં સ્વપ્ને પણ એક કટુ શબ્દ તેમના મોંમાંથી નહિ નીકળે, કારણ તેઓ કદી પણ કોઈ મનુષ્ય દેહધારી સાથે વાત કરતા હોતા નથી. તેઓ તો તેનામાં રહેલા સર્વવ્યાપક પરમાત્મા સાથે વાત કરતા હોય છે.

શિવના શિષ્યને હરહંમેશ આવા અનુભવો થાય છે. તેને ફક્ત નમસ્કાર જ નથી કરતા, પણ નારાયણનું નામ લેતા હોય તેમ શિષ્યનું નામ લે છે. પોતાની કુટીરમાંથી નીકળી કાર્યાલય તરફ જતાં શિવ પોતાના શિષ્યોને કેવી રીતે નમસ્કાર કરે છે તે આના ઉપરથી જાણી શકાશે :–

હરે હર! તત્ત્વમસિ! ॐ શાંતિ:! ભનાગે ખુદા મુબારક! ॐ નમ: શિવાય! ॐ નમો નારાયણ! ॐ નમો ભગવતે વાસુદેવાય! ॐ નમો ભગવતે........! જે શિષ્યને નમે તેનું નામ દઈને નમો ભગવતે ગંગારાણી! હરિ ॐ તત્સત્!

કેટલાક ગુરુ પોતાનો શિષ્ય ઉત્કર્ષ સાધે તે માટે કડક શિસ્ત સાથે પ્રેમપૂર્વક તેના માર્ગમાં જુદી જુદી મુશ્કેલીઓ ઊભી કરે છે. એવું સાંભળવામાં આવ્યું છે કે શિષ્યોને ભણાવતી વખતે જરૂર પડે ત્યારે સોટીનો પણ ઉપયોગ કરતા અને અવારનવાર ઠપકો પણ આપતા. અહીં તો એક અજોડ ગુરૂ છે. તેઓ આમાંથી કશાનો ઉપયોગ કરતા નથી. ઊલટું શિવ તો પોતે શિષ્યોની સેવા કરે છે. સાધનામાં અને આધ્યાત્મિક વિકાસમાં શિષ્યને કશી મુશ્કેલી ન પડે તેથી સ્વેચ્છાએ પોતે મુશ્કેલી ઉઠાવે છે. કોઇ પણ પ્રકારની શિસ્ત તેમના પર લાદવાનું શિવ સ્વપ્નમાં પણ વિચારતા નથી. તેઓ પોતાના શિષ્યોને ભણાવવાની રીત એક જ રાખે છે–ઉદાહરણ ! તેઓ પોતાના ઉદાહરણ પ્રત્યે શિષ્યનું ધ્યાન સીધે સીધું ખેંચતા નથી, પછી ભલે તે શિષ્ય આડકતરી રીતે તે તરફ આકર્ષાય. આ રીતે કોઇક દિવસ પણ શિષ્ય દિવ્ય જીવનનો મંત્ર શીખે તે માટે તેઓ તેનું દરરોજ પ્રત્યક્ષ આચરણ કરે છે.

### પૂજા

શિવના પૂર્ણયોગની પૂર્ણતા જુઓ. આંતરિક

પરા પૂજા, માનસિક પૂજા, આરતી સાથેની મૂર્તિ પૂજા આમાંથી એકની પણ શિવ ઉપેક્ષા કરતા નથી. શિવને મન આ આખું જગત પરમાત્માનુ બીજું સ્વરૂપ છે. જીવનની પળેપળ તેઓ આ ચેતનામાં જીવે છે. સવારે સૂર્યને નમસ્કાર કરતી વખતે તેઓ સૂર્યની માનસિક પૂજા કરે છે. શાસ્ત્રોક્ત માનસિક ક્રિયાનુ પણ તેમને મન ખાસ મહત્ત્વ નથી. 'ૐ સૂર્યાય નમઃ' કહીને તેઓ ધૂપ, દીપ, નૈવેદ્ય અને અર્ચન વગેરે કરે છે. ગંગાકિનારે બેસીને તેનાં દિવ્ય જળ તરફ નજર નાંખે છે ત્યારે તેઓ ગંગાજીની માનસિક પૂજા કરે છે. સ્નાન કરતી વખતે દૂધ, પુષ્પ વગેરેથી પૂજા કરે છે. ઉપવાસના દિવસે જે તે દિવસના અનુરૂપ દેવની મૂર્તિનુ પૂજન કરવામાં આવે છે. તે દેવના યોગ્ય મંત્રોનુ રટણ કરી તેની માનસિક પૂજા કરે છે. પોતાની કુટીરમાં સ્થાપેલા નાના સરખા દેવઘરમાં પોતાના દેવની પૂજા કર્યા સિવાય શિવ કદી પણ ભોજન કરતા નથી. ફક્ત આ જ એક બાબતમાં શિવ એકાંતની ખાસ હિમાયત કરે છે. આથી પોતાના ઉદાહરણથી તેઓ એ પણ બતાવવા માગે છે કે દિવ્ય કૃપા પામવા માટે પરમાત્માની પૂજા એકાંતમાં જ કરવી જોઇએ. ઘંટ, ઝાલરો વગેરે વગાડીને લોકોનુ ધ્યાન ખેંચી

પોતાની આશ્ચર્યજનક ભક્તિ બદલ તેની જાહેર પ્રશંસા મેળવવી જોઈએ નહિ.

ફક્ત એક જ વખત એક શિષ્ય આ દૃશ્ય જોઈ ગએલો. શિવ દેવ સામે સંપૂર્ણ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રહ્યા હતા. આ દંડવત્ પ્રણામ કાંઈ યંત્રવત્ નથી. આપણે મન જે વસ્તુ નક્કર સત્ય છે તેના કરતાં પણ શિવને મન તેઓ જે દેવની શારીરિક કે માનસિક પૂજા કરે છે તે વધુ સત્ય છે. જેઓએ શિવને વિશ્વનાથ મંદિરમાં મૂર્તિ સામે જોઈને મંત્ર પુષ્પાંજલિ અર્પતા જોયા છે તેઓએ તે સમયનો તેમના મુખમંડળ ઉપરનો પરિચિત ભાવ અવશ્ય જોયો હશે.

આપણે જ્યારે કોઈ દિલોજાન દોસ્તને મળીએ ત્યારે આપણા મો પર જેવો ભાવ હોય છે તેવો ભાવ શિવ જ્યારે મૂર્તિ સમક્ષ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે ત્યારે તેમના મોં પર હોય છે. તે નમન મૂર્તિ સમક્ષ કરેલા આત્મસમર્પણનુ પ્રતીક હોય છે. તેમની આ ભક્તિ અને શ્રધ્ધા સો ટકા સાચી અને પૂર્ણ હૃદયની હોય છે.

## વિરાટ પૂજા

કોઈ પણ સંજોગોમાં શિવ પૂજાને પૂજાખંડ પૂરતી મર્યાદિત નથી રહેવા દેતા. પૂજાનો ખંડ શરૂઆતની તાલીમ માટે આવશ્યક છે, પરંતુ આખા વિશ્વને વિશ્વ-વૃંદાવન અને તેમાં વસતા દરેક શરીરધારીને સાક્ષાત વાસુદેવ માનવાનું લક્ષ્ય શિવ સદા આપણા હૃદયમાં ઠસાવવા પ્રયત્ન કરે છે.

શિવની વિરાટ પૂજાના અનેક માર્ગો છે. આપણે જોયું છે કે દરિદ્રની નારાયણ ભાવથી સેવા કરતી વખતે શિવ તે સેવાને પરમાત્માની પૂજા ગણે છે.

ગુરુ પૂર્ણિમાના દિવસે અને બીજા પવિત્ર દિવસોએ શિવ આશ્રમમાં પોતાની સાથે પુષ્કળ પુષ્પો રાખે છે. ભક્તો જેવા તેમની કુટીરમાં કે કાર્યાલયમાં પ્રવેશે છે કે તરતજ તેઓ પોતે જ સૌ પ્રથમ તેમની સાદાઈથી, ખરાદિલથી પ્રામાણિક રીતે પૂજા કરે છે. જ્યારે કોઈ ભાવિક શિષ્ય શિવની પાદપૂજા કરે છે ત્યારે પૂજા થઈ ગયા પછી શિવ હાથમાં પુષ્પો લઈને ફરે છે અને પાદ

પૂજા કરવા એકઠા મળેલા બધા જ ભક્તોની વ્યક્તિગત પૂજા કરે છે. તે સમયે જો કોઈ વ્યક્તિ ધ્યાનપૂર્વક તેમના ચહેરાનો દેખાવ અને તેમની આંખમાં રહેલી ભક્તિનો ભાવ જોવા પ્રયત્ન કરે તો જણાશે કે શિવને મન તો તેમની સમક્ષ ઉપસ્થિત દરેક ભક્ત સાક્ષાત્ પરમાત્માનું પૂજનીય સ્વરૂપ છે.

શિવ ઢોંગની જરા પણ કિંમત ગણતા નથી. ખાસ કરીને ભક્તિનો સંબંધ હૃદય સાથે છે. ઢોંગ ખરી ભક્તિનો અભાવ જ જાહેર કરે છે. એક અજબ ઘટના મને યાદ આવે છે. મહાશિવરાત્રિની રાત્રે એક વાર વિશ્વનાથ મંદિરમાં ચાર પ્રહરની પૂજા રાખી હતી. મંદિરની પરસાળમાં શિવ પોતે અખંડ પંચાક્ષર કીર્તન કરાવતા હતા. છેલ્લા પ્રહરની પૂજા થઈ ગયા પછી મંત્ર પુષ્પાંજલિ અર્પવાનો સમય આવ્યો. એકઠા મળેલા પવિત્ર ભક્તો એક પછી એક મંત્રોચ્ચાર સાથે શિવલિંગ ઉપર બીલી પત્રો ચઢાવવા લાગ્યા. હું જોઈ રહ્યો હતો. ભાગ્યે જ કોઈના મોં પર મેં સજીવ શ્રદ્ધા જોઈ. કેટલાકે બીલીપત્ર લિંગ ઉપર નાખ્યાં, તો કેટલાકે અર્ધ નિદ્રામાં ગમે ત્યાં પડવા દીધાં કે પછી જળાધારી

ઉપર નાખ્યાં. થોડાએક શ્રદ્ધાળુ ભકતોએ આ ઉત્સવને એક ધાર્મિક ફરજ સમજીને ઉજવ્યો. તેમને મન તો શિવલિંગ ગમે તે રીતે શંકરનું પ્રતિનિધિત્વ ધરાવતો એક પથ્થર જ હતો. છેવટે શિવ પોતે હાથમાં બીલીપત્ર લઇને આવ્યા. તેમનુ તેજોમય મુખ અસાધારણ પ્રકાશથી ઝગહગી ઊઠયું. તેમણે થોડાંક બીલીપત્રો નંદીકેશ્વરનાં ચરણોમાં મૂકી અંદર જવાની અને ભગવાનની પુજા કરવાની અનુમતિ માગી. બીલીપત્રો ચઢાવતાં પહેલાં જ્યારે શિવે લિંગ સામે જોયું ત્યારે ન તેમણે કંઈ પ્રાર્થના કરી કે ન કોઇ મંત્રોચ્ચાર કર્યો. તેમની આંખોએ જ લિંગ સાથે વાત કરી. તેમને મન તો લિંગ સાક્ષાત્ ભગવાન શંકર જ હતા. તમારો કોઈ ખાસ મિત્ર તમને મળે ત્યારે તમારા ચહેરા ઉપર કેવો ભાવ આવે છે ? આવો જ ભાવ બીલીપત્ર અર્પણ કરતી વખતે શિવના મુખ ઉપર આવે છે. તેઓ બીલીપત્ર પણ કેટલાં હળવેથી ચઢાવે છે, કે રખેને તે નાજુક પત્રો પણ ભગવાનને ઈજા કરે !

આનાથી પણ આશ્ચર્યજનક ઘટના તો હજુ બાકી છે. આંખના પલકારામાં, કોઇને પણ જાણ થવા દીધા

સિવાય શિવ એકએક પાછા ફર્યો અને ત્યાં જેટલા લોકો ઊભા હતા તે બધાના માથા ઉપર ચોડાંક બીલીપત્રો ચઢાવ્યાં. આ રીતે શિવે તેમની પૂજા કરી. તેમણે તેમનામાં રહેલા પરમાત્માના વિરાટ સ્વરૂપની પૂજા કરી. કોઇ જાણી ન જાય તેવી રીતે પૂજા કરવામાં જ વિરાટ પૂજાનું રહસ્ય સમાએલું છે, નહિ તો તે કેવળ પોકળ દેખાવ માત્ર બની જશે. આશ્રમમાં નવરાત્રિ દરમ્યાન કન્યા પૂજા, અચ્યુતનારાયણ પૂજા અને ગાંધી જયન્તીના ઉત્સવોનું શિવ આયોજન કરે છે.

## સંકીર્તન

શિવ એટલે જ સંકીર્તન, અથવા બીજી રીતે કહીએ તો શિવ અને સંકીર્તન એક જ સિક્કાનાં બે પાસાં છે. શિવના જીવનમાં સંકીર્તન વણાઈ ગયું છે. ભારતના અર્વાચીન યુગના પ્રમુખ સંતોનાં જીવન અને કાર્યના ઘણા મુદ્દા શિવના જીવનમાં એકી સાથે મળી આવે છે. ગૌરાંગ મહાપ્રભુની માફક ઘણીએ જગ્યાએ તેમણે મહામંત્રનું કીર્તન ગાયું છે. તેમાં તેઓ નાચી ઊઠયા છે. તેમનાં કીર્તને તો ઘણાના જીવનમાં પરિવર્તન આણ્યું છે, નાસ્તિકોને પણ આસ્તિક બનાવ્યા છે.

શ્રી ચૈતન્ય મહાપ્રભુની જેમ શિવ પણ ધર્મ શાસ્ત્રોના પંડિત અને વેદાંતના ઊંડા અભ્યાસી છે. ભક્તિ સંકીર્તન કેવળ અંધશ્રધ્ધાપુર્ણ નથી પણ સાચા જ્ઞાનમાંથી ઉદ્ભવેલું છે. મીરાંબાઇની માફક શિવ ભક્તિપૂર્વક ગીત ગાય છે. કબીરની માફક તેમણે વૈરાગ્યપૂર્ણ ગીતો પણ રચ્યાં છે. અંગ્રેજી ભાષામાં લખાએલાં તેમનાં તત્ત્વજ્ઞાન-પૂર્ણ પ્રેરક ગીતો દુનિયાભરમાં ફેલાઇ ગયાં છે.

શિવના બધાજ ઉપદેશોનું સત્વ આપણને નીચેના ભજનમાં મળી આવે છે. આ ગીત, શિવે ખૂબ લોકપ્રિય બનાવેલા રાગમાં સૌ કોઈ ગાઇ શકે છે. જેમકે–

સુનાજા સુનાજા સુનાજા કૃષ્ણ, તૂ ગીતાવાલા જ્ઞાન સુનાજા કૃષ્ણ ।

મહામંત્ર :– હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે ।
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ, હરે હરે ।

આ શિવનું ખાસ ભજન છે. આજના જમાનામાં લોકોને માટે તે એક આશીર્વાદ સમાન છે. દરેક સાધકના હૃદયમાં મહામંત્ર કીર્તન સ્થાપિત કરવા માટે શિવે કોઈ

અંગ છે, છતાં જે તે દિવસે અનુરૂપ દેવનાં ખાસ કીર્તનો પણ સત્સંગ દરમ્યાન યોજવામાં આવે છે. રવિવારે સૂર્યનારાયણનું, સોમવારે મહાદેવજીનું, મંગળવારે દેવી અને કાર્તિકેયનું, ગુરુવારે ગુરુનું, શુક્રવારે ગંગા મૈયાનું અને શનિવારે હનુમાનજીનું ખાસ કીર્તન થાય છે. ઉત્સવના દિવસે પણ તે દિવસે જે દેવની પૂજા કરવાનું મહાત્મ્ય હોય તેમનું કીર્તન ગાવામાં આવે છે. નવરાત્રિમાં દુર્ગા, સરસ્વતી અને લક્ષ્મીનું, રામનવમીને દિવસે, ભગવાન રામનું અને જન્માષ્ટમીને દિવસે ભગવાન શ્રી કૃષ્ણનું કીર્તન અવશ્ય કરવામાં આવે છે. દરેક ધર્મ પ્રત્યેનો તેમનો અનુરાગ ખાસ પ્રસંગોએ ગવાતાં અને જ્યારે જ્યારે જુદા જુદા ધર્મોના અનુયાયીઓ હાજર હોય ત્યારે ગવાતાં ભગવાન ઈસુનાં, અલ્લાનાં અને અશો જરથોસ્તનાં કીર્તનોમાં સ્પષ્ટ જણાય છે.

બીજી બધી સાધનાની માફક આ બાબતમાં પણ શિવ સાધકોને પોતાના ઉદાહરણથી એવી પ્રેરણા આપે છે કે કીર્તન તો પરમાત્મા માટે હોય, કેવળ ડોળ કરવા માટે નહિ. મોટાં મોટાં વાદ્યો સાથે ઘાંટા તાણીને દિવાનાં કીર્તન કરવામાં આવે અને તેનાથી સમાધિના ભુલાવામાં

કસર રાખી નથી. આ મહામંત્રનુ કીર્તન શિવને એટલું બધું ગમે છે કે તેમણે તા. ૩–૧૨–૪૩ થી આ મહામંત્રનું અખંડ કીર્તન આનંદ કુટીરમાં શરૂ કર્યું છે. તે અહોરાત નિરંતર ચાલ્યા જ કરે છે. તેમાં જે અદૃશ્ય પણ પૂર્ણશક્તિમાન–પ્રબળ આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન થાય છે તે સાધકને તેની આધ્યાત્મિક સાધનામાં ખૂબ મદદ કરે છે.

શિવ બીજાં સમ્મેલનોના અગત્યના ઉત્સવોના વ્યવસ્થાપકોને પણ તે સમ્મેલનો કે ઉત્સવોની સાથે સાથે આવાં અખંડ કીર્તન કરવાનુ પ્રોત્સાહન આપે છે. તેમના પ્રયત્નોમા આનાથી સફળતા મળશે એવો તેમને વિશ્વાસ આપે છે.

શિવના કીર્તનની બીજી એક ધ્યાન ખેંચે તેવી ખાસિયત એ છે કે તે કીર્તન અદ્વૈતવાદના પાયાપર રચાએલ છે તે અંતે તો ઇશ્વરની એકતાના સાક્ષાત્કાર અને તેમની વિશ્વવ્યાપી સમજનાં ઉત્તમ પરિચાયક છે.

ઇશ્વરની પૂજા લોકો જુદી જુદી રીતે કરે છે. મહામંત્ર કીર્તન તો આશ્રમમાં સત્સંગનુ સર્વસામાન્ય

અંગ છે, છતાં જે તે દિવસે અનુરૂપ દેવનાં ખાસ કીર્તનો પણ સત્સંગ દરમ્યાન યોજવામાં આવે છે. રવિવારે સૂર્યનારાયણનું, સોમવારે મહાદેવજીનું, મંગળવારે દેવી અને કાર્તિકેયનું, ગુરુવારે ગુરુનું, શુક્રવારે ગંગા મૈયાનું અને શનિવારે હનુમાનજીનું ખાસ કીર્તન થાય છે. ઉત્સવના દિવસે પણ તે દિવસે જે દેવની પૂજા કરવાનું મહાત્મ્ય હોય તેમનું કીર્તન ગાવામાં આવે છે. નવરાત્રિમાં દુર્ગા, સરસ્વતી અને લક્ષ્મીનું, રામનવમીને દિવસે, ભગવાન રામનું અને જન્માષ્ટમીને દિવસે ભગવાન શ્રી કૃષ્ણનું કીર્તન અવશ્ય કરવામાં આવે છે. દરેક ધર્મ પ્રત્યેનો તેમનો અનુરાગ ખાસ પ્રસંગોએ ગવાતાં અને જ્યારે જ્યારે જુદા જુદા ધર્મોના અનુયાયીઓ હાજર હોય ત્યારે ગવાતાં ભગવાન ઈસુનાં, અલ્લાનાં અને અશો જરથોસ્તનાં કીર્તનોમાં સ્પષ્ટ જણાય છે.

બીજી બધી સાધનાની માફક આ બાબતમાં પણ શિવ સાધકોને પોતાના ઉદાહરણથી એવી પ્રેરણા આપે છે કે કીર્તન તો પરમાત્મા માટે હોય, કેવળ ડોળ કરવા માટે નહિ. મોટાં મોટાં વાદ્યો સાથે ઘાંટા તાણીને દિવાનાં કીર્તન કરવામાં આવે અને તેનાથી સમાધિના ભુલાવામાં

નાખે એવો માનસિક થાક લાગે તેની કશી કિંમત નથી. શિવ સાધકને તેનાં હૃદયમાં બેઠેલા ભગવાન તેનું ગીત સાંભળે છે તેવી ભાવનાપૂર્વક હળવેથી અને શક્ય તેટલી મધુરતાથી ગીત ગાવાનું કહે છે. શિવ કહે છે કે આવું કીર્તન તમને ભાવ-સમાધિ તરફ દોરી જશે.

## સત્સંગ

શિવ નીડર અને વ્યવહારૂ આદર્શવાદી છે. તેમણે સ્વર્ગાશ્રમના નિવાસ દરમ્યાન એ સ્પષ્ટ કહ્યું છે કે સાધકના હૃદયમાં પ્રભુ-પ્રેમની આગ જલતી રાખવા માટે સત્સંગરૂપી પંખાની આવશ્યકતા છે. પરમાત્માને પામવા માટેના હવાઈ કિલ્લા બાંધનારાઓને તો શિવ સદાએ ચેતવણી આપે છે. તેઓ કહે છે કે આમ હવાઈ કિલ્લાઓ બાંધવાથી તો ન પૂરી શકાય તેવી ખોટ પડશે.

બાહ્ય દુશ્મનો કરતાં સાધકમાં રહેલી આળસ તેનો ભયંકર શત્રુ છે. સંસારીને સુધારવાનું સહેલું છે પણ પ્રમાદી સંસારીને સુધારવાનું મુશ્કેલ છે, કારણ તેને તો તમારો ઉપદેશ સાંભળવામાં પણ આળસ આવે છે. આનાથી પણ આગળ વધીને જો તે એવા ભ્રમમાં

પડેલો હોય કે હું તો પરમ્ શાંતિ ભોગવું છું, તો તો ખલાસ, તેનો કોઇ ઉપાય નથી. શિવે બહારથી ભલા દેખાતા પણ ખરેખર તામસી પ્રકૃતિના કેટલાએ માણસો જોયા છે. તેથી જેઓ આખો દિવસ ધ્યાન કરવાને નામે, કામથી બચવા માટે ઉત્તરકાશી જવાનું ઇચ્છે છે તેમને શિવ કૃપાપૂર્વક સાચો માર્ગ બતાવે છે. આનંદ કુટિર જ તેમનો જવાબ છે. શિવ કહે છે કે જો ખરેખર તમારે એકાંત જોઇતું હોય તો આશ્રમની પાછળ થોડેક દૂર જંગલ છે. શિવ પોતે જ તેવા સાધકોને ફૂલચટ્ટી કે વસિષ્ઠ ગુફા જવા માટે પ્રબંધ કરી આપે છે. આ બે જગ્યાએ સંપૂર્ણ એકાંત મળી શકે છે. આના કરતાં પણ વધુ આશા રાખવી એ તો કામમાંથી અને ફરજમાંથી છટકવા માટેનું બહાનું છે. પ્રામાણિક સાધક તો ઊલટું પ્રેમ અને સેવાનું જીવન જીવી, સાધના અને સેવા તેમજ એકાંત અને સેવાનો સારી રીતે સુમેળ સાધે છે. આવી સાધના માટે શિવે ઉત્તમ સગવડ કરી આપી છે. શિવે કહેલી આધ્યાત્મિક પરહેજીમાં સત્સંગનું સ્થાન ખૂબ જ મહત્ત્વનું છે.

શિવ કદી પણ સત્સંગ ચૂકતા નથી. આપણું

એ પરમ સદ્ભાગ્ય છે કે તેઓ એક પણ સત્સંગ ચૂકતા નથી કારણ કે સંગમાં જે સત્ (દિવ્યતા) છે તે તેઓ પોતે જ છે. આશ્રમમાં જે લોકો સત્સંગમાં એકઠા મળે છે તેઓ તેમનો જ દિવ્ય સંગ વાંચ્છતા હોય છે.

જે સાધકો કાયમ આશ્રમમાં જ રહે છે અને જ્યાં દિવ્ય જીવન સંઘની શાખાઓ ચાલે છે તેવાં અનેક ગામો અને નગરોમાં વસતા તેમના શિષ્યોને શિવ સદા એક શિખામણ આપે છે કે સમૂહ પ્રાર્થના, સમૂહ ધ્યાન, સમૂહ ગાન, સમૂહ જપ અને સમૂહ કીર્તન કરો. જો કોઈ સાધક કોઈ વાર સત્સંગ ચૂકે અને તેના ખુલાસામાં કહે કે હું સાધના કરતો હતો તો શિવ પોતાના હોઠ પર અને આંખમાં એક અજબ સ્મિત સાથે કહે છે, 'વાહ ! તમે ખૂબ આશ્ચર્યજનક સમાધિ લગાવી ?' ઘણીવાર તેઓ કહે છે, 'વ્યક્તિગત સાધના એટલે નિદ્રા. સમૂહ પ્રાર્થના અને ધ્યાન એક શક્તિશાળી આધ્યાત્મિક પ્રવાહ ઉત્પન્ન કરે છે. તેનાથી ઉત્પન્ન થતી આશ્ચર્યજનક શક્તિ વ્યક્તિગત સાધનામાં ખૂબ જ મદદરૂપ થાય છે. આ શક્તિ તમારા મનને

આધ્યાત્મિક માર્ગે ખૂબ ઊંચે લઈ જાય છે.'

શિવનો સત્સંગ અનેક રીતે અનોખો છે. તેમાં સંકીર્તન, ભજન, સંગીત, શાસ્ત્રોનો અભ્યાસ, પ્રવચનો વગેરે બધુંજ સમાએલું છે. તે સૌની જરૂરિયાત અને સ્વભાવને અનુકૂળ હોય છે. તે દરેકની ભૂખ સંતોષે છે. તે દરેકને સ્પર્શે છે. શિવ પોતેજ ખાસ સંકીર્તન ધ્વનિથી સત્સંગની શરૂઆત કરે છે. તેમાં સર્વ દેવોની પ્રાર્થના કરવામાં આવે છે. સત્સંગનો અંત મહામંત્ર કીર્તન અને નીચેના શાંતિમંત્રથી કરવામાં આવે છે. તેનાથી હૃદયના ઊંડાણમાંથી ઉદ્દ્ભવતી લાગણીઓ સુંદર રીતે વ્યક્ત થાય છે.

ૐ ત્ર્યંબકં યજામહે સુગન્ધિં પુષ્ટિ વર્ધનમ્ ।
ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય મામૃતાત્ ॥



ૐ સર્વેષાં સ્વસ્તિ ર્ભવતુ, સર્વેષાં શાંતિ ર્ભવતુ ।
સર્વેષાં પૂર્ણં ભવતુ, સર્વેષાં મંગલં ભવતુ ॥
સર્વે ભવન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામયાઃ ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિત્ દુઃખભાગ્ ભવેત્ ।

અસતો મા સદ્‌ગમય.
તમસો મા જ્યોતિર્ગમય.
મૃત્યોર્મા અમૃતં ગમય.

ૐ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણાત્ પૂર્ણમુદચ્યતે ।
પૂર્ણસ્ય પૂર્ણમાદાય પૂર્ણમેવાવશિષ્યતે ॥
ૐ શાંતિ : શાંતિ : શાંતિ : ।
ૐ................

## પ્રાર્થના

શિવ પ્રાર્થનાના મહાન ઉપાસક છે. તેમની પ્રાર્થના હૃદયમાંથી ઉદ્‌ભવી મનુષ્ય શરીરના કોષે કોષમાં વ્યાપ્ત થઈ તેને પોષે છે. સત્સંગમાં અને બીજા અનેક પ્રસંગોએ શિવ કહે છે કે આજે અમુક શ્રી. ગુજરી ગયા. ચાલો આપણે તેમના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરીએ. અમુક શ્રી. ની તબિયત સારી નથી રહેતી તેથી તેમના સ્વાસ્થ્ય અને દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરીએ. આ પછી તેઓ સમૂહ પ્રાર્થના કરાવે છે. તેને અંતે બે મિનિટ મૌન પાળે છે. શિવના પવિત્ર ચરણ

કમળમાં બેસીને પરમેશ્વરની મૂક પ્રાર્થના કરતા સમૂહથી ઉત્પન્ન થતા શક્તિશાળી આધ્યાત્મિક પ્રવાહને જાણવા માટે તમારી પાસે અંતર્જ્ઞાન રૂપી, કુશળ ચક્ષુ હોવાં જોઈએ. આ પ્રાર્થનાનો ચમત્કાર તો અજબ છે.

આ સિવાય શિવ હમેશાં નિઃસ્વાર્થપણે સર્વને માટે પ્રાર્થના કરવા ઉપર ખાસ ભાર દે છે. ઉદાહરણાર્થ, અમુક શ્રી........માટે પ્રાર્થના થતી હોય ત્યારે અંતે શિવ કહે છે કે હે પરમકૃપાળુ પરમેશ્વર શ્રી........ અને તેમના કુટુંબને અને સમસ્ત વિશ્વને સ્વાસ્થ્ય, દીર્ઘજીવન, શાંતિ, સુખ અને અમરતા બક્ષો. શ્રી........અને તેમનું કુટુંબ ઘણું જીવો !........ એમ ત્રણવાર બોલ્યા પછી ચોથીવાર અચૂક, 'સમસ્ત માનવજાતિ ઘણું જીવો' એમ કહેવાનું અમને ખાસ સૂચન આપે છે.

શિવની પ્રાર્થના મનુષ્યો પૂરતી જ મર્યાદિત નથી. કોઈ બીમાર કે ઘવાએલા મનુષ્ય માટે શિવ મહામૃત્યુંજય મંત્રનો જપ કરે છે. તેવી જ રીતે ઘવાએલાં કુતરાં અને વાંદરાં માટે પણ તેઓ પ્રાર્થના અને તે મંત્રનો જપ કરે છે. શિવના માર્ગમાં પહેલી

મરેલી ગરોળી પણ પોતાના આત્માની મુક્તિ માટે મહામૃત્યુંજય મંત્રનું કીર્તન પામે છે. શિવને મન દરેક જીવ સમાન છે. તેમની પ્રાર્થના હમેશાં વિશ્વકલ્યાણ માટે છે.

પરમાત્માના સાક્ષાત્કાર માટે અને માનવીની સેવા માટે જીવીને આપણા આખાએ જીવનને પ્રાર્થનામય બનાવવાનું શિવ કહે છે. નિષ્કામ અને નિરંહાકારી સેવા જ ખરી વ્યાવહારિક પ્રાર્થના છે. પ્રાર્થના તો જીવન અને સાધનામાં સફળતા પામવા માટેની ચાવી છે. પ્રાર્થના તો પરમાત્મા સર્વવ્યાપક, સર્વશક્તિમાન અને સર્વાન્તરયામી છે તેની નિશાની છે. પ્રાર્થના દ્વારા જ મનુષ્ય પોતાના નબળા સ્વભાવને જીતી શકે છે. પ્રાર્થનાની મદદથી પરમાત્માની દિવ્ય ઉજ્જ્વળતા પામી શકાય છે. પ્રાર્થના શરણાગતિનું અને ખાસ કરીને ભક્તિનું એક મહત્ત્વનું અંગ છે. જ્યાં સુધી પ્રાર્થના સ્વભાવગત ન થાય ત્યાં સુધી શિવ આપણને પ્રાર્થના અને શક્ય તે સાધનની મદદ લેવા પ્રેરણા આપે છે.

પ્રાર્થનાનો અભ્યાસ જારી રાખવા માટે મંદિરો, મૂર્તિઓ, ઈશ્વરનાં તેમજ સંતોનાં ચિત્રો અને ધાર્મિક

પુસ્તકોનો સારામાં સારો લાભ ઉઠાવવો જોઈએ. શિવ પોતે જ આનું એક ઉદાહરણ છે. તેઓ પોતે કેવળ અદ્વૈતવાદી છે, પરંતુ તેમના દૈનિક જીવનમાં તેઓ સર્વમાં પરમાત્માનો વાસ માનનારા પરા-ભક્ત છે. આથી મૂર્તિમાં પરમાત્માના અસ્તિત્વનો અસ્વીકાર નથી કરતા. તેમના પૂજાખંડમાં, કાર્યાલયમાં તેમજ સત્સંગ ભવનમાં અનેક ચિત્રો છે. તેમને મન તે ચિત્રો કાગળના ટુકડા નહિ, પરંતુ પરમાત્માનાં જીવન્ત સ્વરૂપો છે. બીજા લોકો જેમ પહેલાં ખૂબ ભક્તિભાવપૂર્વક ચિત્રો લટકાવે છે અને પછી તે વિષે બધું જ ભૂલી જાય છે તેમ શિવ કરતા નથી. તેમના રોજિંદા કાર્યક્રમમાં તેઓ તેમનું અસ્તિત્વ વણી લે છે. કાર્યાલયમાં પ્રવેશ કરતાં જ તેઓ તે બધાં ઉપર નજર નાખે છે. તે ચિત્રો તેમના કાર્યકર્તા ગણના એક અંશરૂપ છે. જ્યારે તેઓ તે ચિત્રો સામે જુએ છે ત્યારે જાણેકે તેમનુ હૃદય કહેતું હોય છે, 'ઇચ્છા પ્રમાણે કામ કરવા માટે હું એક સાધનમાત્ર છું.' પોતાનું કામ શરૂ કરતાં પહેલાં શિવ એક ક્ષણ મૌન પ્રાર્થના કરે છે. એક વિભાગનુ કામ પતી ગયા પછી બીજા વિભાગનું કામ શરૂ કરતાં પહેલાં અથવા એક વ્યકિતના ગયા પછી બીજી વ્યકિત દાખલ થાય તે

પહેલાં શિવ એક મિનિટ ખુરશીની પાછળની બાજુએ સહેજ ઢળીને એક આંખ બંધ કરી બીજી આંખે સામેના ચિત્રોમાંના કોઇ એક તરફ જોઇ લે છે. આ રીતે વીતેલી એક ક્ષણ અનંત તથા સર્વોચ્ચ શાંતિ અને સુખની છે. નિરંજન નિરાકાર પરમાત્મા સાથેનો સંબંધ આ રીતે જારી રહે છે. શિવ પોતાની સાધનામાં એટલા બધા ચોક્કસ છે કે એકાદ ચિત્ર પણ જો તેની મૂળ જગ્યાએથી ખસેડવામાં આવ્યું હોય તો તે ધ્યાનમાં લઇ ફરી પાછું તેને યથાસ્થાને મુકાવે છે. બ્રહ્મ ચેતનામાં સ્થિત થએલા પરમપુરુષ શિવને ભક્તિનાં આ બધાં સાધનોનો આશરો લેવાની શી જરૂર છે? આપણને ઉદાહરણ રૂપ થવા માટેજ ને?

શિવે રચેલી આ સુંદર, આત્માને ઉન્નત બનાવનારી વિશ્વપ્રાર્થના જુઓ.

### વિશ્વપ્રાર્થના

ઓ સ્નેહ અને કરુણામુર્તિ પૂજ્ય પ્રભુ !
તને નમસ્કાર હો ! નમસ્કાર હો !

તું સચ્ચિદાનંદ ઘન છે.
તું સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વશક્તિમાન છે.
તું સર્વાન્તર્યામી છે.
અમને ઉદારતા, સમદર્શિતા અને સમતા આપ.
શ્રદ્ધા, ભક્તિ અને ડહાપણ આપ.
અમને આધ્યાત્મિક અંતઃશક્તિ આપ કે જેથી
અમે વાસનાઓનું દમન કરી મનોવિજેતા બનીએ.
અમને અહંકાર, કામ, લોભ અને દ્વેષથી મુક્ત કર.
અમારું હૃદય દિવ્ય ગુણોથી ભરી દે.
બધાં જ નામરૂપોમાં તારું જ દર્શન કરીએ.
બધાં જ નામરૂપોમાં તારી જ સેવા કરીએ.
હમેશાં તારું જ સ્મરણ રહે, તારું જ રટણ કરીએ,
તારો જ મહિમા ગાઈએ.
કેવળ તારું જ પાપનાશક નામ અમારા હોઠ પર રહે.
અમે તુંમાં જ સ્થિર થઈએ.
હરિ ૐ તત્ સત્ ।

રોજ સવારસાંજ ભક્તિભાવપૂર્વક આ પ્રાર્થના કરનાર પર પરમકૃપાળુ પરમાત્માના આશીર્વાદ ઉતરે છે.

દેવત્વ પ્રતિ તેના આત્માનો ઝડપથી વિકાસ થાય છે. તે એક મુક્તાત્મા તરીકે પ્રકાશી ઊઠે છે.

## સિદ્ધિ

આત્મસાક્ષાત્કારથી વળી બીજી કઇ મોટી સિદ્ધિ હોઇ શકે ? ભક્તિનુ ફળ તે ઇશ્વિરદર્શન, તેને નજરોનજર જોવો તે. આના કરતાં વિશ્વમા બીજું કોઇ મોટું સત્ય નથી. શિવ પોતાને થએલા સાક્ષાત્કારની ઢંઢેરો વગાડી જાહેરાત કરતા નથી, તેમ પ્રશંસા પામવા માટે ઘેર ઘેર જઇ પોતાની આશ્ચર્યજનક સિદ્ધિ બદલ પ્રચાર પણ કરતા નથી જે તત્ત્વજ્ઞાન તેઓ પોતાને માટે અને સર્વ માટે લાગુ પાડે છે તે છે–

દરેક માણસને તેના કર્મથી ઓળખો.

હસ્તરેખાશાસ્ત્રીઓ અને અપ્રત્યક્ષ દર્શનની માનસિક શક્તિ ધરાવનાર લોકોએ ખાત્રીપૂર્વક કીધું છે કે કાયમ માટે બ્રહ્મચેતનામાં સ્થિત થયા પહેલા પણ શિવને ત્રણ વખત પરમાત્માનાં દર્શન થએલાં તેમાંએ એક વખત તો તેઓએ આ સંસારનો પરિત્યાગ કર્યો તે પહેલાં મલાયામાં હતા ત્યારે થએલાં.

આપણને તો મુખ્યત્વે તેઓ માનવજાતિની ઉચ્ચ કોટિની જે મહાન સેવાઓ કરી શકે છે તેની સાથે નિસ્બત છે. જેઓના મનમાં એવી ભ્રમણા હોય કે અમને ભગવદ્ દર્શન થયાં છે તેઓ પાસે સદ્ભાગ્યે કોઈ માનસિક શક્તિ હોય તો તેઓ ટુકડા રોટલા ખાતર પણ પરમાત્માનો અને તેની પરમકૃપાનો સોદો કરે છે. આવા લોકો માનવજાતિની સેવા કરવાને બહાને તેમને ખરેખર છેતરે છે. શિવ તો માનવતાના રક્ષક છે. તેમના સાનિધ્યમાં લોકો સર્વોત્કૃષ્ટ આનંદ, પરમ શાંતિ અને સંતોષ અનુભવે છે. જેના ઉપર તેમની કૃપાદ્દષ્ટિ પડે છે તેને તેઓ ઉન્નત કરે છે. તેનું પરિવર્તન કરી તેને ઉચ્ચ બનાવે છે. દેવત્વ તેને આવરી લે છે. જેના ઉપર તેમની પરમકૃપા ઉતરે છે તેના હૃદયમાંથી નાસ્તિકતા અને સાંસારિકતા જેવાં આસુરી તત્ત્વોનો નાશ થાય છે.

શિવે આશ્રમમાં કરાવેલી પ્રાર્થનાઓનાં આશ્ચર્ય-જનક પરિણામ આવ્યાં છે. અનેક રોગી રોગમુક્ત થયા છે. જેઓને શિવમાં પૂર્ણ શ્રદ્ધા છે અને [illegible] નિખાલસપણે, અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી ભક્તિભાવ-પૂર્વક તેમની સેવા કરી છે તેઓ મનવાંછિત ફળ

પામ્યા છે. 'શિવાનંદના ચમત્કાર'માં આવા ઘણા ચમત્કાર વર્ણવેલા છે. જો તમને શિવની દિવ્યતામાં શ્રદ્ધા હોય અને તમે પૂર્ણહૃદયથી તેમની શરણાગતિ સ્વીકારો તથા ખશમનથી તેમની સેવા કરવા પ્રયત્ન કરો તો તેમની કૃપાથી તમને પણ તેવા અનુભવ અવશ્ય થશે.

મંત્રશાસ્ત્રમાં પારંગત થએલા લોકો એ વાત ચોક્કસ જાણે છે કે સિદ્ધ પુરુષ પાસેથી મેળવેલી મંત્ર દીક્ષા જ ફળદાયક થાય છે. જે કોઈ ભક્ત ભક્તિભાવથી શિવ પાસે આવે છે તેને શિવ મનપસંદ મંત્રની દીક્ષા આપે છે. જે લોકોને શિવે મંત્રદીક્ષા આપી છે તેમના જીવનમાં ત્યારથી જ પરિવર્તન આવેલું છે; અને ત્યારથી તેઓ આંતરિક શાંતિ અને અકથ્ય સુખ અનુભવે છે. શિવે બધા મંત્રોનુ લક્ષ્ય-પરમાત્મા સાથેની એકતા સિદ્ધ કરેલ છે. આ રીતે શિવે સર્વ મંત્રો સિધ્ધ કરેલા છે, શિવ જાતે જ એક દિવ્ય નહેર છે કે જેના વાટે દિવ્યકૃપા અને દિવ્યશક્તિ સતત વહે છે. મંત્રદીક્ષા સમયે શિવ જે મંત્રનું ઉચ્ચારણ કરે છે તે મંત્ર શિવની આધ્યાત્મિક શક્તિ સાથે તરત જ જોડાઈ જાય છે. આ રીતે શિવ પોતાની જ્વલંત શક્તિ શિષ્યના હૃદયમાં ભરી દે છે.

શિવે જેમને મંત્રદીક્ષા આપી છે તેમાંના ઘણાએ સહેલાઇથી મંત્રસિદ્ધિ મેળવી છે.

આત્માને ઉન્નત બનાવનાર સંકીર્તનથી શિવે કેવી આશ્ચર્યજનક સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે તમારે જાણવું હોય તો શરૂ શરૂમાં શિવના અધ્યક્ષપણા નીચે ભરાએલી સંકીર્તન પરિષદોમાં જેમણે ભાગ લીધો હોય તેમને સાંભળો. એ દિવસોમાં ફેશનનું આધિપત્ય હતું. ભણેલા લોકો ભગવાનનું નામ લેતાં પણ શરમાતા હતા. રામ અને કૃષ્ણનું નામ લેવા સામે વિરોધ કરનારા લોકો પણ હતા. પણ ? પણ, એવા લોકો પણ શિવને થોડો સમય સાંભળ્યા બાદ પરમાત્માનું નામ લેતા થઇ ગયા, પોતાની ખોટી ફેશન–ટાપટીપને નેવે મૂકી, પોતાનાં મંતવ્યો જતાં કર્યાં અને શિવને અનુસરવા લાગ્યા. આનાથી મોટી સિદ્ધિ કઇ હોઇ શકે ? શિવ તો પરમાત્માનાં ચરણારવિંદની ભક્તિનું મૂર્તિમંત સ્વરૂપ છે. જે કોઇ તેમના સંસર્ગમાં આવે છે તે ભક્તિની લહેર પામે છે. પોતાના જ ઉદાહરણથી શિવે બતાવી આપ્યું છે કે પરમાત્માનો સાચો ભક્ત સદા ઇર્ષા, દ્વેષ, દ્રોહ, અહંકાર વગેરે દુર્ગુણોથી મુક્ત હોવો જોઇએ. બીજી

સંસ્થાઓની પ્રગતિથી શિવને ખૂબ જ આનંદ થાય છે. તેઓ તે સંસ્થાઓને આશીર્વાદ પાઠવે છે. વિરોધી સંસ્થાઓના હેતુને પ્રોત્સાહન આપે છે. તેમને મન તો બધું જ પ્રશંસનીય છે. આ એક ખૂબ જ વિરલ ગુણ છે. મોટા મોટા મહાપુરુષો પણ આ ગુણથી વંચિત હોય છે. ક્રિયાત્મક અને સર્વવ્યાપક દિવ્યતાની અખંડ ભક્તિના અભ્યાસના ફળરૂપે આવો સદ્ગુણ શિવમાં રહેલો છે. દિવ્યજીવન સંઘ, યોગવેદાન્ત આરણ્ય વિશ્વવિદ્યાલય, આશ્રમ, શિવાનંદનગર વગેરે જે ઝડપથી ગંગાકિનારે વિકસ્યાં છે તે જ આત્મસ્વરૂપ શિવની આશ્ચર્યજનક શક્તિની સાબિતી છે. શિવનું દૈનિક જીવન અને આ બધી વિશ્વવ્યાપી સંસ્થાઓનુ સંચાલન કરવાની તેમની પધ્ધતિ ગીતાના આ શ્લોકનું જીવન્ત ભાષ્ય છે–

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

સદા તેનું જ ચિન્તન કરનાર ભકતના કલ્યાણની

સદા તેનું જ ચિન્તન કરનાર ભકતના કલ્યાણની સંભાળ રાખવાનું ભગવાન શ્રી કૃષ્ણે વચન આપ્યું છે. પરમાત્માની સતત યાદ કેવી રીતે રહે અને તેના ચરણમાં

રહી ચિંતા તથા વ્યાકુળતાથી મુક્ત કેવી રીતે રહી શકાય તે પરમકૃપાળુ શ્રી શિવે પોતાના જીવન અને કાર્યથી પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. જે લોકો આજે શિવાનંદનગરમાં રહી સુખ સગવડો ભોગવે છે તેઓએ એ ભૂલી ન જવું જોઈએ કે આ સંસ્થાની એકેએક ઈંટ અને એકએક પ્રવૃત્તિનું અસ્તિત્વ આ દિવ્ય પુરૂષને આભારી છે. ઈશ્વરની સર્વોચ્ચતા બતાવવા માટે તેઓ ખભે એક ખમીસ નાખીને ઋષિકેશ આવ્યા હતા. નહોતું પાસે કોઈ સાધન કે નહોતી ખીસામાં એક પાઈ. વર્ષોસુધી ભિક્ષા ઉપર નિભાવ કરી તેઓએ પરમાત્માની અનેક રીતે સેવા-પૂજા કરી છે. આજે તે સર્વ તેમની આસપાસ એક વિશ્વવ્યાપી, વિશ્વવિખ્યાત પ્રશંસનીય સંસ્થારૂપે વિકસ્યું છે.

કલકત્તાની સંસ્કૃત કોલેજના માજી આચાર્ય મહામહોપાધ્યાય પંડિત શ્રી. ચિન્નાસ્વામી શાસ્ત્રીગલ કહે છે, "દિવ્ય કૃપા અને દિવ્ય શક્તિ શિવની મદદે છે. નહિતો આટલા ટૂંકા ગાળામાં કોઈ માણસ આટલું મહાન કાર્ય કરી શકે નહિ."

તાંજોરના મહાકવિ સુંદરેસા તેમની સાથે સંમત

થનાં કહે છે, "દિવ્યશકિત અથવા ઈશ્વરશક્તિ શિ
સહાયતા કરે છે. તેમણે પુષ્કળ આરાધના કરી
આથી જ તેઓ આવું મહાન આધ્યાત્મિક કાર્ય ક
શક્યા છે. મનુષ્યશકિત તો ભાગ્યેજ આવું કાર્ય ક
શકે !"

શિવની સંન્યાસદીક્ષા સમારંભના આચાય
કૈલાસ આશ્રમવાળા મહામંડળેશ્વર સ્વામી શ્રી. વિશુદ્ધા
નંદજી મહારાજ કહે છે, "થોડાં વર્ષો પહેલાં અહી
જંગલ જ હતું. તેમાં વ્યાઘ્રાદિ અનેક પ્રાણીઓ ભ્રમત
હતાં. આજે તો શિવાનંદે જંગલમાં મંગળ કર્યું છે
તેમનું આ મહાન આધ્યાત્મિક કાર્ય પરમાત્માની આરા-
ધનાના ફળરૂપે જ છે.

ૐ

ॐ

# પ્રકરણ ચોથું

## રાજયોગ

(૧) "કોઈની લાગણી દુભવશો નહિ; સર્વ પ્રત્યે દયાળુ બનો" પોતાના આ ઉપદેશોમાં શિવ દૃઢતાથી સ્થિર થએલા છે.

(૨) શિવની અનુકંપા જગતનાં સર્વ પ્રાણીઓ સુધી વિસ્તરે છે.

(૩) શિવે તપશ્ચર્યાનાં બાહ્ય રૂપોનું આચરણ કર્યું છે એટલું જ નહિ પણ આ આંતરિક તપશ્ચર્યા નિરંતર કર્યા કરે છે—અપમાન સહન કરો; હાનિ સહન કરો. આ જ તેમની મહાન તપશ્ચર્યા છે.

(૪) શિવ પ્રત્યાહારના ક્ષેત્રમાં નિપુણ છે. અનેક પ્રવૃત્તિઓથી ધમધમતા આશ્રમમાં ઘોંઘાટ અને ધાંધલ વચ્ચે પણ તેઓ મનને અંતર્મુખ બનાવી શકે છે.

(૫) શિવ પોતાના ધ્યાનમાં નિયમિત છે.

(૬) તેમને વરેલી સિધ્ધિઓથી તેઓ અલિપ્ત રહે છે.

(૭) મનુષ્યશક્તિથી પર એવું જે મહાન કાર્ય તેમણે કર્યું છે તે તો રાજયોગના અભ્યાસના ફળ રૂપે જ છે.

## અહિંસા

અષ્ટાંગ યોગનાં પહેલાં બે અંગોના મૂળમાં રહેલા સદ્ગુણો શિવને જન્મથી જ પ્રાપ્ત છે. આ દરેક ગુણ પામવા માટે સાધકને તો અનેક જન્મ લેવા પડે. શિવને તો બધા જ ગુણો સ્વભાવગત છે. તેથી યમ અને નિયમમાં શક્ય તેવી પૂર્ણતા તેમનાં કાર્યોથી સાકાર થાય છે.

અહિંસાને તો તેઓ અનિવાર્ય માને છે. તેઓ કદી પણ કોઈની લાગણી દુભવતા નથી, કોઈને આકરા શબ્દો સંભળાવતા નથી કે નથી સેવતા કોઈના પ્રત્યે મનમાં પણ ખૂણે કે હલકો વિચાર. શિષ્યના ભલા માટે કહેલો શબ્દ પણ જો તે ન સમજી શકે અને તેનાથી તેની લાગણી દુભાય તો આથી શિવને અત્યંત દુઃખ થાય છે. તેઓ બેચેન બની જાય છે. આ દશ વર્ષમાં ફક્ત એકજ આવો પ્રસંગ બન્યો છે. શિવની શિખામણથી એક શિષ્યનું દિલ દુભાયું હતું પણ જાણી પોતાના

મનમાં તે શિષ્ય વિષે ઘણો ઊંચો અભિપ્રાય છે તેની ખાતરી કરાવવા માટે શિવે તેની સેવા સુધ્ધાં કરી હતી, તે કર્યા સિવાય તેમનું મન જંપ્યું નહિ.

કોઈ અડિયલ શિષ્યને સુધારવા માટેની તેમની રીત તો વળી અનોખી જ છે. પહેલાં તો શિવ તેની ખાસ સંભાળ રાખે છે. તેથી શિષ્ય એમ માનવા લાગે છે કે પોતે શિવનો પ્રિય શિષ્ય છે. આથી તે શરમાય છે અને શિવે તેનામાં મૂકેલો વિશ્વાસ સાચો ઠરાવવા પ્રયત્ન કરે છે. બીજું, શિવ તે શિષ્યની કુશળતા અને શક્તિનાં ખૂબ વખાણ કરે છે. તેને બીજા વધુ ઉપયોગી કાર્યોમાં ઝંપલાવવા માટે પ્રેરણા આપે છે. જો પહેલી રીતથી કાર્ય ન સરે તો બીજી રીત તો સફળ થાય જ. તેથી શિષ્યમાં રહેલી દુર્વૃત્તિઓને સાકાર થવાનો જરા પણ અવકાશ મળતો નથી. ત્રીજી રીત છે પ્રાર્થના. નબળા શિષ્યને પ્રકાશ મળે અને તે સુધરે તે માટે શિવ પ્રાર્થના કરે છે. સાધકના હૃદયમાં રહેલા દુષ્ટતાના દુર્ગને ભેદવા માટે તેઓ પોતાની સંપૂર્ણ શક્તિનો ઉપયોગ કરે છે. સાધકના દિલમાં રહેલાં આસુરી તત્ત્વોને દૂર કરવા માટે જો આ બધું અસમર્થ નીવડે

અને તેથી જો શિવને તેની સાથે સીધે સીધી વાતચીત કરવાની જરૂર પડે તો તેઓ તેને પ્રેમાળ મૃદુ શબ્દોમાં શિખામણ દે છે. પછી તેના પ્રત્યે ખાસ ધ્યાન દે છે અને તેની સંભાળ રાખે છે. આ ખાસ સંભાળથી શિવ તે શિષ્યનુ હૃદય જીતી લે છે. આ પ્રેમભરી સંભાળથી પણ શિષ્યના હૃદયનુ કલુષ દૂર ન થાય તો છેવટે તેનુ હૃદય કૂણું તો બનશે જ. પછી શિવ પોતાને પસંદ પડે તેમ સાધકના હૃદયને આકાર આપી શકે છે. શિખામણ આપવાની યોગ્ય તક જ્યારે સાંપડે છે ત્યારે શિવ શિષ્યના સદ્‌ગુણોની જાહેર પ્રશંસાથી જ શરૂઆત કરે છે આ પ્રશંસાના બે શબ્દોની વચ્ચે આ પ્રમાણે સલાહના પણ થોડાક શબ્દો કહી દે છે.–તમારામાં આ જ એક નબળાઇ છે, તે તમારે દૂર કરવી જોઈએ. તમે આધુનિક શંકરાચાર્ય જેમ પ્રકાશી ઊઠશો. ટચકો સમય સર વાગશે અને જગ પણ ઇજા નહિ થાય. મોડી રાત્રે જ્યારે સાધક યાદ કરે છે કે સવારે શિવે શું કહ્યું હતું ત્યારે તેને ભાન થાય છે કે પોતે શિવના ઠપકાને જ પાત્ર છે. તે પછી તે શિવની ઈચ્છા પ્રમાણે રહેવા નિશ્ચય કરે છે. શિષ્યના હૃદયને આઘાત પહોંચવાની

જરા પણ શક્યતા ન રહે તે માટે શિવ તરફથી શિષ્ય પ્રત્યે ઘી દૂધની નદીઓ વહે છે. શિષ્ય પોતાની દુર્વૃત્તિઓ છોડીને દૂર નીકળી જાય છે.

બેશક, શિવનાં લખાણો સૂચનોથી ભરેલાં હોય છે, તેમનાં પ્રવચનોમાં પણ કેટલીક જગ્યાએ પ્રાસંગિક ઠપકો જણાય છે, પણ વાતચીતમાં તેઓ હમેશાં સંપૂર્ણ રીતે પ્રેમાળ, પ્રશંસક અને પ્રોત્સાહન આપનારા જ છે. હકીકતમાં તો શિષ્યને સુધારવા માટે તેઓ પોતાનાં લખાણોનો જ વારંવાર ઉપયોગ કરે છે. દાખલા તરીકે કોઇ સાધકનો સ્વભાવ સારો ન હોય તો શિવ ક્રોધશમનની રીત ઉપર એકાદ લેખ લખી કાઢે છે અને સાધકને વાંચવા કે તેની નકલ કરવા આપે છે. કેટલીક વાર શિવ તેવા સાધકને જ તે વિષે લેખ લખવા કહે છે. આથી સાધકને પોતાનામાં રહેલી નબળાઈનું ભાન અવશ્ય થાય છે.

ક્રોધશમન માટે જે ઉપાય તે પોતાના લેખમાં બીજાને માટે સૂચવે છે તે પોતાને પણ લાગુ પડે છે તેમ સાધક સમજી જાય છે. શિવ પોતે આ લેખ વાંચે

છે અને તેનાં વખાણુ કરે છે પણ સાથે સાથે બીજા કોઇની સાથે વાતચીત કરતાં ટકોર કરી દે છે, 'બીજાને સલાહ આપવી તો બહુ જ સહેલી છે પણ તેનું આચરણુ કરવું મુશ્કેલ છે.' આ રીતે અર્થ સરે છે. સાધકને સુધારવાની સીધી રીત તો છેવટની જ છે.

'કોઇનું પણુ દિલ દુભવશો નહિ. સર્વ પ્રત્યે ભલા બનો.' શિવનો આ એક ખાસ ઉપદેશ છે. તેનું પાલન શિવ જેટલી સંપૂર્ણ રીતે કોઇ નથી કરતું. વ્યવહારમાં તો તેઓ પુણ્યપ્રકોપનું પણ સમર્થન કરતા નથી. બીજા કોઈ ગુરુ તો કેટલીક બાબતમાં શિષ્યને શારીરિક શિક્ષા પણ કરે, પરંતુ આવી બાબતમાં પણ શિવ તો સદા, 'સેવા, પ્રેમ અને ધ્યાન'નું સૂત્ર જ આગળ ધરે છે. જે માણસને તમારે સુધારવો હોય કે તેનું નવઘડતર કરવું હોય તેની સેવા કરો, તેને ચાહો, તેના માટે પ્રાર્થના કરો, તેના માટે ધ્યાન ધરો. આ જ અહિંસાનો માર્ગ છે.

અહિંસા તો વિશ્વપ્રેમનો એક વાસ્તવિક સદ્‌ગુણ છે. મન, વચન અને કર્મમાં પ્રેમ, શ્વાસ-પ્રશ્વાસમાં

પ્રેમ, જીવનની પળેપળમાં પ્રેમ. અહિંસામાં સ્થિત થયેલ સ્પર્શમણિ કોઈનું પણ દુઃખ સહન નહિ કરી શકે. તેનું દુઃખ દૂર કરવા તેઓ પહોંચી જશે. એકાદ જંતુ પણ જો ગંગાની લહેરોમાં તણાતું હોય, જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતું હોય, બચવા માટે તરફડિયાં મારતું હોય અને તે સમયે શિવ સ્નાન કરતા હોય તો એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય તેઓ તેને બચાવી લે છે. સહેજ પણ મનોભાવ બદલ્યા સિવાય તેઓ કહે છે, 'જો કોઈ કીડો કે જંતુ પણ જિંદગી માટે તરફડિયાં મારતું હોય તો હું તેને બચાવી તેનું રક્ષણ કરીશ.'

એક જીવ બીજા જીવને દુઃખ પહોંચાડતો હોય તો શિવ તેને રોકે છે. એકવાર શિવના ખાટલામાં ખૂબ માંકડ થયા હતા. એક શિષ્યે આ જોયું. ગુરુભક્તિથી પ્રેરાઈને તેણે ગુરુદેવની ઊંઘમાં ખલેલ પહોંચાડતા તે નાના સેતાનોને ખાટલામાંથી દૂર કરવાનો નિર્ણય કર્યો. તેણે એક ગાભો લઈ ગ્યાસતેલમાં બોળ્યો અને ધીરે ધીરે સાંધાઓમાં અને તડોમાં ગ્યાસતેલ ચોપડવા માંડ્યું. માંકડ પણ ભાગ્યશાળી હતા. કેમ ન હોય? તેમને પણ દરરોજ શિવના સત્સંગનો લાભ મળતો હતો ને!

એટલામાં શિવ ત્યાં આવી પહોંચ્યા. તેમના ચહેરા ઉપર ભયંકર દર્દની લાગણી જોઈ આ શિષ્ય તે વિનાશાત્મક પ્રવૃત્તિ કરતાં થંભી ગયો. શિવે હળવેથી કહ્યું, 'ઓહ્ ! આમ ન કરો.' શિષ્યે કહ્યું, 'પણ સ્વામીજી ખાટલામાં તો ખૂબ માંકડ થયા છે. તેથી આપને ઊંઘ પણ સારી રીતે નથી આવતી.' શિવે તરત જ જવાબ આપ્યો કે કાંઇ વાંધો નહિ, ખાટલો ઉઠાવી લો અને થોડોક સમય તેને જંગલમાં મૂકી આવો; તે દરમ્યાન મને બીજો ખાટલો લાવી આપો. આ જ પ્રમાણે શિવની કુટિરમાં રહેલા ઉંદરોને પણ રક્ષણ મળતું. તેઓ કુટિરમાં પડેલા કાગળો, ગોદડાં, કપડાં વગેરેને કાતરી ખાતા. કુટિરમાં કામ કરતા સેવકે કેટલાક ઉંદરોને પકડીને કોથળામાં પૂર્યા અને દૂર ફેંકી દીધા, પણ ઉંદરો તો તે જ સાંજે કુટિરમાં પાછા આવ્યા. તેઓ રાત્રે શિવની આંગળીઓને ફૂંકી ફૂંકીને કોતરવા લાગ્યા, જાણે કે આ રીતે તેઓ શિવની કૃપા પામવા આજીજી ન કરતા હોય ! તે દિવસોમાં આશ્રમમાં એક નિષ્ણાત આવી પહોંચ્યા. તેમણે ઉંદરોને દૂર કરવાની સલાહ આપી. અલબત્ત, ઉંદરોને ઝેર આપવા સિવાય બીજો કોઈ ઉપાય તેમની પાસે તો હતો નહિ. હવે સારી કે નરસી, ધાર્મિક કે

આધ્યાત્મિક કોઈપણ વાત શિવ હમેશાં શાંતિ અને સહાનુભૂતિપૂર્વક સાંભળે છે, પરંતુ આ પહેલી જ વાર તેમણે તે નિષ્ણાતને બોલતા જ અટકાવી દીધા અને સાંભળવાની સાફ ના પાડી દીધી. માથું હલાવી તેમણે કહ્યું, 'રામ, રામ, રામ, રામ, રામ. ઉંદરોને ન મારવા જોઈએ. ઊલટું આપણે તો આપણી બધી વસ્તુઓની પૂરતી સંભાળ લેવી જોઈએ. ઉંદરો તેમનો નાશ ન કરી શકે તે માટે હસ્તલિખિત પત્રોને પેટીઓમાં મૂકી તાળું મારવું જોઈએ. પુસ્તકો લોખંડનાં કબાટમાં મૂકવાં જોઈએ. ગાદલાં અને કપડાં સુદ્ધાંનું સારી રીતે જતન કરવું જોઈએ. ઉંદરોને તો નહિ જ મારવા જોઈએ.' પેલા નિષ્ણાત તો ચૂપ જ થઈ ગયા. જો વધુ બોલ્યા હોત તો વળી ઉંદરો માટે ખોરાકનો પણ પ્રબંધ થાત. આશ્રમની આસપાસ રહેતા વાંદરાંઓને દૂર કરવાં જોઈએ એમ એકવાર કોઈકે કહ્યું. આ સૂચન નકારીને શિવે તરત જ વાનરો માટે નિયમિત રીતે ચણા નાખવાની મંજૂરી આપી દીધી.

સર્વ જીવોમાં પ્રેમ પ્રગટાવવા માટે પ્રેમ અને શાંતિના ફિરસ્તા શિવે આવી આશ્ચર્યજનક રીતો અજમાવી

છે. સર્વના ઉત્કર્ષ માટે, તેઓ પોતાનું ઉન્નત ઉદાહરણ રજૂ કરે છે. તેમના ઉપદેશો પ્રવચનો અને પત્રિકાઓ પૂરતાં જ મર્યાદિત નથી. જેઓ આશ્રમમાં આવીને રહ્યા છે તથા જેમને કાને શિવનો સદેશો પહોંચ્યો છે તે બધાને સર્વ જીવો પ્રત્યે પ્રેમ કરવાની અને તેમની સેવા કરવાની ફરજ પડે છે. આ છે ધર્મોપદેશની તેમની વ્યાવહારિક રીત. શિવે રચેલી આધ્યાત્મિક રોજનીશી ખરેખર મનુષ્યના જીવનમાં પરિવર્તન લાવનારી છે. તેમાં સાધકે પોતે કેટલા કલાક નિષ્કામ સેવા કરી અને કેટલી વખત તે બીજા પ્રત્યે ગુસ્સે થયો તેની નોંધ કરવાની હોય છે. પહેલી નોંધથી વિશ્વપ્રેમ કેળવાય છે. જ્યારે બીજીથી મનુષ્યમાં રહેલી હલકી ઇચ્છાઓ તથા ભાવનાઓ નિર્મૂળ થાય છે. સાધક કયા કયા સદ્ગુણો કેળવવા અને દુર્ગુણો દૂર કરવા પ્રયત્ન કરી રહ્યો છે તેની પણ નોંધ આ રોજનીશીમાં કરવાની હોય છે. બેશક, શિષ્યો સદ્ગુણ તરીકે 'પ્રેમ'ને જ પસંદ કરશે અને તેનાથી વિરોધી કોઈ દુર્ગુણને દૂર કરવા પ્રયત્ન કરશે.

જ્યારે જ્યારે પ્રવચન આપવાનો પ્રસંગ આવે છે ત્યારે શિવ ગૂઢ તત્ત્વજ્ઞાનની બાબતો ઉપર બોલતા નથી

પણ નિષ્કામ સેવા અને વિશ્વપ્રેમ જેવા સામાન્ય, બુદ્ધિગમ્ય અને સર્વવ્યાપક વિષયો પર બોલે છે.

પરમાત્માના અવતાર સમા શિવ અહિંસાનો પ્રકાશ ફેલાવે છે જેથી કરીને પ્રેમનાં કિરણો મનુષ્યમાં રહેલ વેર, વિસંવાદિતા અને દુર્વાસનાની ખિન્નતા દૂર કરે છે. ખુદ શિવે કહ્યું છે કે જે મનુષ્યે પૂર્ણઅહિંસા કેળવી છે તેનામાં બીજા બધા સદ્‌ગુણો સહજ આવી જાય છે. શિવ પોતે જ તેનું પ્રમાણ છે.

**સત્ય** :– વિચાર, વાણી અને વર્તનમાં સંપૂર્ણ સત્યપરાયણતા શિવનો પ્રાણ છે, કારણ શિવ પોતે જ સર્વોચ્ચ સત્યનો પ્રકાશ છે.

**બ્રહ્મચર્ય** :– શિવ બ્રહ્મમાં જ જીવે છે અને વિચરે છે. તેઓ બ્રહ્મસ્વરૂપ છે તેથી તેઓ ઉચ્ચ પ્રકારનું બ્રહ્મચર્ય પાળે છે.

**અસ્તેય અને અપરિગ્રહ** :– આના વિરોધી દુષણોની તો શિવમાં ઝાંખી પણ થતી નથી. પણ એ આપણું પરમ સૌભાગ્ય છે કે શિવે એક આશ્ચર્યજનક

ચોરી કરી છે. તેમણે તો આપણાં બધાનાં હૃદય ચોરી લીધાં છે, આપણાં બધાં પાપ લઈ લીધાં છે.

**તપશ્ચર્યા** :– 'નિયમો'માંથી આપણે તપશ્ચર્યાને જુદી તારવી કાઢીશું. તપશ્ચર્યા ખૂબ જ કઠિન છે. તેનાં મુખ્ય અંગો આ પ્રમાણે છે– **શૌચ** (આંતરિક તેમજ બાહ્ય) :– સૌ જાણે છે કે શિવ તેનું ચીવટપૂર્વક પાલન કરે છે. **સંતોષ** :– સંતોષ તો શિવના જીવનમાં વણાએલો છે. **સ્વાધ્યાય** :– શિવ ધર્મશાસ્ત્રો વાંચે છે એટલું જ નહિ પણ નવાં ધર્મશાસ્ત્રો રચે પણ છે. **ઈશ્વરપ્રણિધાન** :– આની ચર્ચા આગળના પ્રકરણમાં કરવામાં આવી છે.

શિવની તપશ્ચર્યા ખૂબ જ વ્યાપક છે. નજરે જોનાર વ્યક્તિ કહે છે કે જ્યારે શિવે વૈરાગ્ય ભાવનાથી પ્રેરાઈને આ સંસારનો ત્યાગ કર્યો હતો ત્યારે પોતાની પાસે એક ઝોળીમાં ખમીસ અને ધોતી સિવાય કશું જ રાખ્યું નહોતું. મલાયાની પોતાની મિલ્કતમાંથી શિવ જે કાંઈ સાથે લાવ્યા હતા તે ગાડામાં ભરીને પોતાના પિતાને ઘેર ગયા. ઘર આગળ ગાડું થોભાવી સંબંધીઓને

તે ખાલી કરવા કહ્યું અને પોતે જોતા હોય તેમ ઊભા રહ્યા. જ્યારે કોઈ જોતું નહોતું ત્યારે એકાએક તેઓ ત્યાંથી સરકી ગયા અને તેમને દૂર દૂર લઈ જવા માટે થોભેલી ગાડીમાં બેસવા માટે તેમણે સ્ટેશન તરફ ચાલતી પકડી. તેમની પાસે જે કાંઈ પૈસા વધ્યા હતા તે કાશીમાં ગરીબોને વહેંચી દીધા. જ્યાં જવું હતું ત્યાં પહોંચી ગયા પછી પૈસાની શી જરૂર ? તે વખતે શિયાળો હતો અને ઠંડી તો થિજાવી નાખે તેવી , હતી. આટલી બધી ઠંડી પડશે એવો પહેલાં ખ્યાલ નહોતો. તેમનું મન તો ટાઢ કે ભૂખની પરવા કર્યા સિવાય પૃથ્વીથી ઘણું ઊંચે ઊડતું હતું. શિવની તપશ્ચર્યાનો પહેલો તબક્કો આ રીતે શરૂ થયો. શિવને મન શરીરની ચિંતા કરતાં ધ્યેયસિદ્ધિ વધુ મહત્ત્વની હતી.

ઠંડીથી ધ્રુજતા હતા છતાં પણ તે બાબતે એટલા બધા બેદરકાર હતા કે ઠંડીથી બચવા માટે કોઈની પાસે એક ધાબળો સરખો પણ ન માગ્યો. બનારસના સ્ટેશનના પ્લેટફોર્મ પર ઊભેલા આવા આ અજાયબ માણસ પર એક ભલા માણસની નજર પડી. તેણે તેમને ધાબળો આપ્યો. આ ધાબળો તે શિવને મળેલ દાનમાં સૌ પ્રથમ

દાન હતું. જે હાથે બધાને આપ્યું છે અને પુષ્કળ પ્રમાણમાં આપ્યું છે તે હાથે આજે સૌ પ્રથમ ભિક્ષા મેળવી. શિવની તપશ્ચર્યાની મહાનતા સમજવા માટે આ બધાનો અનુભવ કરવો જોઈએ. ઈ. સ. ૧૯૫૦ ની અખિલ ભારત યાત્રા વખતે શિવે પોતેજ બનારસ સ્ટેશનનું આ પ્લેટફોર્મ બતાવ્યું હતું.

બનારસથી કોઇ માણસે તેમને પંઢરપુરની ટિકિટ કઢાવી આપી. તેઓ તે અજાણ્યા પ્રદેશમાં આમ તેમ આથડયા. કોઈ આ ભણેલા ખડતલ યુવાનની ભાષા કે રીતભાત સમજતું નહોતું. ભૂખથી ખૂબ વ્યાકુળ થઈ જાય ત્યારે કોઈના ઘર સામે ઊભા રહી કહે, 'હું મદ્રાસી બ્રાહ્મણ છું. મને ભૂખ લાગી છે. દયા કરીને મને કંઈ ખાવાનુ આપો.' ન તેઓ સામો કોઇ પ્રશ્ન પૂછે કે ન કાંઇ ગણગણે. જે મળે તે શાંતિથી, નમ્રતાપૂર્વક લઈ આપનારને આશીર્વાદ દઇ ચાલ્યા જાય. શિવની આ તપશ્ચર્યા સમજવા માટે વિચારશીલ હૃદય જોઈએ.

ધર્મશાસ્ત્રો ભિક્ષા લેવાની છૂટ આપે છે છતાં શિવને માટે તો તે તદ્દન નવું જ હતું. તેથી તેઓએ થોડા સમય પછી એક પોસ્ટમાસ્તરની ખાનગી નોકરી

સ્વીકારી. આ આત્મા માટે તેઓ પાણી ખેંચી લાવતા અને લાકડાં પણ ફાડતાં ! આવી કઠિન તપશ્ચર્યા કરવા માટે તો જોઈએ મજબૂત હૃદય.

પોસ્ટમાસ્તર તરત જ આ ઘરના નોકરની મહાનતા પામી ગયા. જેવી રીતે રાહુગણ મહારાજ જડભરતને નમી પડ્યા હતા, તેવી રીતે આ પોસ્ટમાસ્તર તેમને નમી પડ્યા અને તેમને સંતોના શહેર ઋષિકેશ મોકલી આપ્યા. ઋષિકેશ આવીને તેઓ સંપૂર્ણ એકાકી રહેવા લાગ્યા. આજે તે કોણ માનશે ? આ વિશ્વવિખ્યાત વ્યક્તિ તે સમયે તદ્દન અપ્રસિદ્ધ હતી. આ જ હતી તેમની ઊંચા પ્રકારની તપશ્ચર્યા. અલબત, આ સમય દરમ્યાન શિવે ગંગાજીના હિમ જેવા પાણીમાં ઊભા રહી જપ કરવાની, ખુલ્લી જમીનપર સૂવાની, દિવસો સુધી ઉપવાસ કરવાની વગેરે સામાન્ય પ્રકારની તપશ્ચર્યા પણ કરી હતી. આજે શિવ આ પ્રકારની સાધના તપશ્ચર્યાની સાચા આધ્યાત્મિક વિકાસ માટે ઓછી કિંમત આંકતા નથી.

શિવ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં વર્ણવેલી ત્રણ પ્રકારની તપશ્ચર્યાના જીવન્ત ઉદાહરણ છે. દેવ દ્વિજ, ગુરુ,

पूजनम् ! શિવ જ્યારે કોઇને દંડવત્ પ્રણામ કરી, તેની પ્રશંસા કરી પૂજા કરે છે ત્યારે કેટલાએ ધાર્મિક માણસો દિગ્મૂઢ થઇ જાય છે. આ અને શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલાં બીજાં શારીરિક તપ-શૌચ, આર્જવ, બ્રહ્મચર્ય અને અહિંસા શિવને સ્વભાવગત છે. તેઓ અહિંસાની વ્યાખ્યાને ખૂબ જ વ્યાપક બનાવે છે; અને કહે છે કે અહિંસા એટલે જ બીજાને સંતાપ ન પમાડે તેવી, ક્રિયાશીલ નિષ્કામ સેવા.

તેમના શારીરિક તપમાંથી આ ક્રિયાશીલ, અનથક, આત્મત્યાગી, નિષ્કામ સેવા ઉદ્ભવી છે. આવી સેવા તેમણે પોતાના વયોવૃદ્ધ શરીરથી કરી છે. अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियं हितं च यत् । જેઓ શિવના પરિચયમાં આવ્યા છે તેઓ જાણે છે કે શિવના શબ્દો મધુર અમૃતભર્યા હોય છે. શિવ કદી કોઇને એક પણ આકરો શબ્દ નથી કહેતા, કે નથી કોઇની આકરી - ટીકા કરતા. જ્યાં આવો શબ્દ તેમના હૈયે જ નથી ત્યાં, હોઠે તો આવે જ શાનો ? જે શબ્દ સત્ય, પ્રિય અને હિતની ત્રિવિધ કસોટીમાંથી પસાર ન થાય તે શબ્દ શિવ કદી ઉચ્ચારતા જ નથી. કોઈ શબ્દ સત્ય હોય, હિતકર હોય

પણ તે અપ્રિય હોવાની સંભાવના હોય તો શિવ તેવો શબ્દ કદી નહિ ઉચ્ચારે; તે કાર્યને તેઓ ઈશ્વર પર છોડી દે છે. આ રીતે જોઇએ તો વાણી ઉપર શિવનો સંપૂર્ણ કાબૂ છે. આ છે તેમની વાણીનું તપ. **मनप्रसाद: सौम्यत्वं मौनं आत्मविनिग्रह भावसशुध्धि:।** આ બધાનો શિવમાં પૂર્ણ પરિપાક થયો છે. સદા નિર્મળ, પ્રશાંત અને પ્રસન્ન ચિત્ત શિવમાંથી તેમને મળવા જનાર પ્રત્યે વસ્તુત: શાંતિ અને આનંદનાં કિરણો ફેલાઈ છે. શિવ એક શબ્દ પણ નિરર્થક નથી બોલતા. તેમના શબ્દો સાંભળનારને બોધ આપવા માટે અને તેમના આત્માની ઉન્નતિ કરવા માટે, ગણતરીના અને તોળેલા જ નિકળે છે. તત્વજ્ઞાનની નકામી ચર્ચામાં અને સાંસારિક બાબતો વિષે બોલીને તેઓ પોતાની વાણીનો દુર્વ્યય કરતા નથી. પોતાનું બૌદ્ધિક જ્ઞાન બતાવવાનો તેમને શોખ નથી. કોઈ પોપટિયા પંડિતને તો શિવ પોતાના સૂચક મૌનથીજ શરમાવી દે છે.

**આત્મસંયમ :–** શિવને પોતાની જાતના અણુએ અણુ ઉપર પૂર્ણ નિગ્રહ છે. શરીરનો એકે એક કોષ તેમને આધીન છે. તેમને કશું અનૈચ્છિક તો છે જ નહિ.

કોઇ તેમને સત્સંગમાં કલાકોના કલાકો સુધી એકધારા બેઠેલા જુએ તો તે ભાગ્યે જ માની શકે કે તેઓ મધુપ્રમેહ અને કટિશૂળ (કમરનો દુખાવો) ના દરદી હશે. સત્સંગ અડધી રાત સુધી ચાલે તો પણ ઊંઘ કે કંટાળાને કારણે સત્સંગમાંથી ઊઠી જવાની તેમને કદી પણ જરૂર પડી નથી.

ભાવસંશુદ્ધિ :– શિવ એટલે જ ભાવસંશુદ્ધિ. તેમનો બધો ઉપદેશ આમાં આવી જાય છે–તમારા વિચારોનુ વિશ્લેષણ કરો; તમારા ઉદ્દેશોને બરાબર ચકાસો. આજે પણ આપણે તેમની ગ્રામોફોન રેકર્ડોમાં આ ગર્જના સાંભળીએ છીએ. શિવ જે સર્વોચ્ચ તપશ્ચર્યા કરે છે તેને તેઓ ઊંચા પ્રકારની સાધના કહે છે. તેઓ કહે છે, "અપમાન સહન કરો; ઇજા સહન કરો." તેમના સમકાલીન સંતોમાં ફક્ત શિવ જ આવું તપ કરે છે. આનાથી મોટું બીજું કયું તપ હોઈ શકે ? જ્યારે તમે આવું તપ કરવાની શરૂઆત કરો ત્યારે જ તમને ખબર પડશે કે આજ ખરું તપ છે અને તે કેટલું કઠિન છે. આનાથી તમારા મનમાં ભયંકર દાહ ઉત્પન્ન થશે. જો તેની આગને બહાર ભ વા દેવાને બદલે અંદર જ

શમાવી દેવામાં આવે તો તેનાથી તમારા કુસંસ્કારો, ગર્વ, અહંકાર વગેરે સર્વ બળીને ભસ્મ થઇ જશે.

શિવના જોડા સાફ કરવા જેટલી પણ યોગ્યતા નહિ ધરાવતા શિષ્યો જ્યારે શિવનું અપમાન કરી બેસે છે અને તેમની લાગણી દુભવે છે ત્યારે શિવ તો ફક્ત મંદ મંદ હસી તેને આશીર્વાદ જ દે છે. આવું તો મેં નજરે જોયું છે અને એનો વિચાર આવતાં જ મને કમકમાટી છૂટે છે.

**પ્રત્યાહાર :–** આપણે જાણીએ છીએ કે શિવ આસન અને પ્રાણાયામમાં નિયમિત છે. પ્રત્યાહાર વિષે આપણને શીખવવા જેવું કે પ્રત્યક્ષ બતાવવા જેવું કાંઇ રસપ્રદ છે જ નહિ. શિવ તેને 'પ્રત્યાહારનુ રણમેદાન' કહે છે. ઘોંઘાટ અને ગરબડ વચ્ચે રહીને પણ આપણે કોઇ વિચાર કે હાથ ધરેલ કામપર એકાગ્રતા કેળવવી જોઇએ. એક ક્ષણમાં આપણા મનને બહારના પદાર્થો અને અવાજમાંથી ખેંચી લઇ એકાગ્ર કરવું જોઇએ. શિવ આ પ્રમાણે કરે છે અને તેમ કરવા કહે છે. શિવનાં દર્શને આવનાર યાત્રિકો કાર્યાલયમાં શિવ પાસે બેસે છે અને શિવને ત્યાં બેસી અગત્યનાં કામો કરતા જોઇ નવાઇ

પામે છે. કાર્યાલયમાં અર્ધો ડઝન ટાઈપરાઈટરો ટક્ ટક્ કરતાં જ હોય છે. વિભિન્ન દેશોના અને વિભિન્ન સ્વભાવના લોકો તેમની આસપાસ બેઠેલા હોય છે. આશ્રમનાં તે મધ્યભાગમાં અનેક માણસો આવતા જતા હોય છે, છતાં આ ઘોંઘાટ વચ્ચે આ મહાન સંત શાંતિથી, જાણે કોઈ ગુફામાં એકલા જ બેઠા હોય તેમ ધ્યાનપૂર્વક પોતાનું કામ કરે જાય છે. થોડી થોડી વારે આંખો બંધ કરી માનસિક જપ કરે છે. આ રીતે મનને બહારના પદાર્થો માંથી પાછું ખેંચી શકાય છે. આ છે તેમની પ્રત્યાહારની પધ્ધતિ.

**ધ્યાન :–** શિવને ધ્યાન કરવું ખૂબ ગમે છે. સ્વર્ગાશ્રમના સાધુઓ કહે છે કે નિષ્કામ સેવા પ્રત્યે ખૂબ પ્રેમ છે. પરંતુ અવારનવાર તેઓ ગંગાકિનારે કોઈ મોટા ખડકની પાછળ છુપાઈ જતા અને કલાકો સુધી તેમનો પત્તો જ ન લાગતો. કેટલીક વાર તો તેઓ આસપાસના જંગલમાં ક્યાંક જતા રહેતા અને થોડાક દિવસ એકાંતમાં રહેતા. જેવી અજાયબ રીતે તેઓ બધા વચ્ચેથી અદૃશ્ય થઈ જતા તેવી જ અજાયબ રીતે પાછા આવી જતા. તેમની રોજનીશીમાં આવી નોંધ જોવા મળે છે– મારે

વધુ ને વધુ ધ્યાન કરવું જોઇએ, એટી સાથે સોળ સોળ કલાક, અઢાર અઢાર કલાક.

આજે પણ શિવ ધ્યાનના અભ્યાસમાં નિયમિત છે. પરોઢિયે, બ્રાહ્મમુહૂર્તમાં તેઓ અવશ્ય ધ્યાન ધરે છે. તે જ પ્રમાણે રાત્રે સૂતાં પહેલાં પણ અમુક ધ્યાન ધરે છે. દરેક સત્સંગ અને સંકીર્તનને અંતે બે મિનિટનું મૂક–ધ્યાન હોય જ. તદુપરાંત શિવ અવારનવાર પોતાનાં કામોમાંથી મનને પાછું ખેંચીને ધ્યાનમગ્ન બની જાય છે. અમે એક વાર પૂછ્યું. "ગુરુદેવ, ધ્યાન એટલે શું ?" તેમણે કહ્યું, "ધ્યાન તો હૃદયમાં દિવ્ય ચેતનાનો તૈલ-ધારાવત્ પ્રવાહ છે." ઠીક, જે માણસ આંખો બંધ કરી બેસે છે તેના હૃદયમાં શું ચાલી રહ્યું છે તે કોણ જાણે છે ? તે માણસ વિવેકબુદ્ધિવાળો અને અંતર્દષ્ટિવાળો હોય તો ઘણીવાર તે પોતે પણ નથી કહી શકતો કે પોતે ઊંઘે છે, હવાઈ કિલ્લા બાંધે છે કે ખરેખર ધ્યાન કરે છે. આશ્રમમાં એક મહેનતુ સાધક હતો. તેને ધ્યાનનો ખૂબ શોખ. ગંગા કિનારે કોઈ ખડક ઉપર બે, ત્રણ કલાક સુધી જરા પણ હાલ્યા ચાલ્યા વિના બસી રહે. બધા વિચાર કરે કે આ તો ધ્યાનનો જ નહિ બલ્કે સમાધિનો પણ આનંદ ભોગવતો લાગે છે. એક દિવસ શિવે પૂછ્યું,

"એ જી ! સવારના વર્ગમાં કેમ જણાતા નથી ?" "સ્વામીજી મને ધ્યાન કરવાનું ખૂબ ગમે છે. હું દરરોજ સવારે ત્રણ કલાક ધ્યાનમાં બેસું છું." શિવ પણ તે દિવસે ખુશમિજાજમાં હતા. તેમણે કહ્યું કે ધ્યાન રાખજો, ક્યાંક ગંગામાં ગબડી ન પડો, નહિ તો ગમે ત્યારે સમાધિ લાગી જશે અને ગંગાજીમાં ડુબકાં ખાતા ખાતા ક્યાંય તણાઈ જશો. સમાધિમાં આવવાની સૌથી ઝડપી રીત તમે જાણો છો ? સાંભળો, સરસ ભાત અને ભેંશના ચોખ્ખા દૂધનું દહીં જમો. પછી સારી, નરમ ઓશીકા-વાળી પથારી પાથરો. પછી આરામથી લંબાવો. અંગે અંગ ઢીલું મૂકી દો. શવાસન કરતા હો તેમ પડયા રહો. પછી સહેજ અવાજ સાથે ઉંડા શ્વાસ લો. બસ, તરત જ સમાધિસ્થ થઇ જશો ! કોઈ જગાડે તો પણ નહિ જાગો ! પથ્થરના ખડક ઉપર પથ્થરની માફક બેસીને થતી સમાધિ કાંઈ આ સમાધિ કરતાં વધુ સારી નહિ હોય ! પેલો સાધક તો ગુંચવાઈ જ ગયો. શિવે કહ્યું, "ધ્યાન તો સર્વ-શક્તિમાન પરમાત્મા સાથેની એકતા છે. ફક્ત પાંચ મિનિટ માટે પણ જો ખરેખરું ધ્યાન કરશો તો તમારામાં પ્રચંડ શક્તિ ઉભરશે. તેનાથી તમે જગતનું પણ પરિવર્તન કરી શકશો. ગમે તેટલું અંતર તમે સહેલાઈથી પાર કરી

શકશો. તમે ખૂબ જ હેરતભર્યાં કામ કરી શકશો. આટલા મહિના સુધી આમ દરરોજ ત્રણ ત્રણ કલાક ધ્યાન કરીને તમે શું પામ્યા ? કાંઈ જ નહિ ! તેના કરતાં તો આશ્રમના રસોડામાં ગંગાજળ લઈ જાઓ, આથી તમારામાં રહેલું તામસ દૂર થશે. ક્રિયાશીલ બનો. સેવા કરો. પછી જ ખબર પડશે કે સત્ય શું છે. તમારું મન સત્ત્વથી પરિપૂર્ણ થશે ત્યારે જ તમે ધ્યાન કરી શકશો."

હવે આપણે સમજી શકીશું કે શિવે તેમના સ્વર્ગાશ્રમના જીવન દરમ્યાન ક્રિયાશીલ નિષ્કામ સેવા અને સંપૂર્ણ એકાંત તથા ધ્યાનનો સુમેળ શા માટે સાધ્યો હશે. નિઃસ્વાર્થ સેવા ઊંડા ધ્યાન માટે મણિ સમાન છે. સાચી નિઃસ્વાર્થ સેવાની કસોટી એ છે કે તેનાથી ધ્યાન સહેલાઇથી શક્ય બને. શિવ દરેકને આનું આચરણ કરવા કહે છે.

**પ્રવણ-જય** :- નિરંજન નિરાકાર પરમાત્માના નામના સર્વોચ્ચ મંત્ર પ્રણવ અથવા ૐ નો સંદેશો શિવે ઘેર ઘેર પહોંચાડયો છે. અખિલ ભારત યાત્રામાં દરેક પ્રવચન વખતે તેઓ ૐ નું કીર્તન કરતા. તેમના ૐ ના ગીતની રેકર્ડ પણ ઉતારવામાં આવી છે. આશ્રમમાં પણ

સત્સંગ વખતે અવારનવાર તેઓ ૐ નું કીર્તન કરે છે. આશ્રમમાં સમૂહ પ્રાર્થના, ધ્યાન અને જપ વખતે શિવ હમેશાં શરૂઆતમાં શિષ્યોને લાંબા સૂરે ૐ નો ઉચ્ચાર કરવા કહે છે. આથી સહેલાઈથી મન ઉપર કાબૂ આવે છે, મન સહેલાઇથી એકાગ્ર થઈ શકે છે.

જ્યારે મનનો જગત સાથેનો સંબંધ વિચ્છિદિત કરવો હોય છે ત્યારે શિવ ૐ નું ઉચ્ચારણ કરે છે. દિવ્ય-જીવન સંઘ જેવડી આવડી મોટી વિશ્વવ્યાપી સંસ્થાના અધ્યક્ષ પોતાના નજીકના જ બસો જેટલા શિષ્યો અને દેશ-પરદેશમાં વસતા બીજા હજારો શિષ્યોની ભૌતિક અને આધ્યાત્મિક જવાબદારી ઉઠાવતા હોવા છતાં શી રીતે આટલી શાંતિ અને આરામ ભોગવી શકે છે? પ્રણવનું ઉચ્ચારણ જ આનો જવાબ છે. કાર્યાલયમાંથી પાછા આવી પોતાની કુટિરની પરસાળમાં દાખલ થતાની સાથે જ તેઓ ધીરેથી ૐ....ૐ....ૐ.... જપે છે. તે સમયે તેમના ચહેરાનું નિરીક્ષણ કરવું જોઇએ. જે વિચાર લાંબા સમયથી તેમના મનમાં હતા તે જાણે ઉતાવળેથી ચાલ્યા જતા હોય તેમ જણાય છે. થોડી જ ક્ષણોમાં તેઓ શાંત અને નિર્વિચાર અવસ્થાનો આનંદ ભોગવતા હોય તેવો પ્રકાશ તેમના મુખમંડળ ઉપર ઝળકી ઊઠે છે.

**સિદ્ધિ :—** સિદ્ધિ તો શિવને મન એક મોટી અડચણ છે. સાધકોને પણ તેઓ સિદ્ધિ સામે ચેતવણી આપે છે. બેશક, તેઓ પોતે ઊંચા પ્રકારની સિદ્ધિ ધરાવે છે, છતાં આ વસ્તુ તેમના ધ્યાનપર લાવવામાં આવે તો પણ તેઓ પોતાનામાં તે શક્તિ છે એવો ખુલ્લી રીતે સ્વીકાર કરતા નથી. તેઓ તો સરળતાથી કહે છે કે વધુને વધુ લોકોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે પરમાત્મા આવા ચમત્કાર કરે છે. બીજાના વિચારો જાણવાની મનોવૈજ્ઞાનિક શક્તિ તેમને ગમતી નથી, તેમ જ આવી શક્તિ પ્રાપ્ત કરવા માટે પોતાના શિષ્યોને તેઓ કદી પણ પ્રોત્સાહન આપતા નથી.

મલાયામાં એકવાર એક તાંત્રિક યોગી શિવને મળેલા. તેમણે શિવને એક મંત્ર શીખવ્યો અને ખાત્રી-પૂર્વક કીધું કે અંગૂઠા ઉપર કાજળ ચોપડી તેના પર મનને એકાગ્ર કરવાથી હનુમાનજી પ્રત્યક્ષ થશે અને તેમની મદદવડે આશ્ચર્યજનક કામો કરી શકાશે. જપ કરવાની વાત તો શિવને ગમી પણ પૂછેલા પ્રશ્નોના જવાબ દેવા માટે હનુમાનજીને બોલાવવાની વાત જરાએ ન ગમી. તેમણે કહ્યું, "દેવતાઓનું તો પૂજન કરવું જોઈએ, તેમની

સ્તુતિ કરવી જોઈએ, નહિ કે તેમની પાસે સેવા કરાવવી” આમ કહી યોગી મહારાજને દક્ષિણા આપી વિદાય કર્યા.

યોગાભ્યાસ અને ખાસ કરીને ધ્યાનયોગના અભ્યાસથી સાધકને ચોક્કસ ઊંચા પ્રકારની મનોવૈજ્ઞાનિક શક્તિ પ્રાપ્ત થાય છે. ટેલીપથી, બીજાના વિચારો જાણવાની શક્તિ અને અપ્રત્યક્ષદર્શન સાધક માટે સહજ વસ્તુ બની જાય છે. શિવ પોતે કંઈક અજાણપણે પણ મહાન કાર્ય કરી રહ્યા છે. જ્યારે તમે તેમને મળો છો ત્યારે તમારું આંતરિક વ્યક્તિત્વ તેઓ પામી જાય છે. તે માટે તેમને કાંઈ ખાસ શક્તિનો ઉપયોગ કરવો પડતો નથી. તમારું મન અને હૃદય તેમની સામે એક ખુલ્લા પુસ્તક સમાન છે. તમે જે વિચાર કરો છો તે જ વિચાર તમને પણ તત્ક્ષણ આવે છે. તમારા મનમાં જે ઈચ્છા ઉત્પન્ન થાય છે તે તેઓ તરત સમજી જાય છે. આ બધું જાણે કે સહજ બનતું હોય તેમ લાગે છે. તેઓ કહે છે, “હું પણ આમ જ વિચારતો હતો.” અથવા જે વસ્તુ કરવા માટે તમે માનસિક પ્રાર્થના કરી હોય તે તેઓ કરે છે અને કહે છે, “મને લાગે છે આ તેમને ગમશે.” આથી તમને જરૂર આશ્ચર્ય થશે. તમને આશ્ચર્ય નહિ થાય

કારણ તેમને મન તો આ બધું સ્વાભાવિક છે. આવા જ ચમત્કારો પરદેશમાં વસતા ભક્તોને પણ થયા છે. તેઓએ શિવને જોયા છે અને સાંભળ્યા પણ છે. આ બધું સત્ય છે. શિવ ઘણીવાર દેશ–પરદેશના ભકતોને પુસ્તકો મોકલવાનો કે તેમના પત્રોના જવાબ આપવાનો વિચાર કરે છે. તેમનું મન તો ચમત્કારી મનોવૈજ્ઞાનિક શક્તિવાળું અધિમાનસ છે. તેથી શિષ્યોનો વિચાર આવતાં જ ગુરુ અને શિષ્ય વચ્ચેનો માનસિક સંબંધ યોજાય છે. આ સંબંધરૂપી નહેર વાટે શિવની અત્યંત શક્તિશાળી ચેતનાનો પ્રવાહ વહે છે. આ રીતે શિવ શિષ્યની જરૂરિયાતો જાણી શકે છે, તેને આશ્ચર્યજનક દર્શન અને ઉપદેશ આપે છે. શિવની બાબતમાં આ ઘટના સ્વચાલિત પ્રવૃત્તિ જેવી છે. તે આપોઆપ જ થાય છે.

**શિવની સમર્થ બુદ્ધિ :–** મનોવૈજ્ઞાનિક શક્તિઓ ઉપરાંત આપણા આ સંત કેટલીક આશ્ચર્યજનક માનસિક અને બૌદ્ધિક શક્તિઓ પણ ધરાવે છે. અસાધારણ અને સંપૂર્ણ માનસિક કાબૂને કારણે જ શિવ આવું ઉદાત્ત આધ્યાત્મિક સાહિત્ય અવિરત રીતે દુનિયાને આપી રહ્યા છે.

દેશ-પરદેશમાં ફેલાયેલી અનેક શાખાઓવાળી એક મહાન ક્રિયાશીલ સંસ્થાના અધ્યક્ષ અને આશ્રમના સંચાલક હોવા છતાં શિવે આજસુધીમાં ઘણાં કરતાં પણ વધુ પુસ્તકો લખ્યાં છે. આશ્રમમાં ઘણાંથી વધુ સ્થાયી સાધકો રહે છે, અને લગભગ તેટલા જ બહારના યાત્રાળુઓ પણ આવતા જતા રહે છે. આ બધાના ભોજન વગેરેનો પ્રબંધ શિવે કરવાનો હોય છે. એકાદ અઠવાડિયું આશ્રમમાં આવીને રહેવાથી આશ્રમની વ્યવસ્થા વિષે ઘણું ઘણું શીખવાનુ મળશે.

શિવ દરેક સાધકપર વ્યક્તિગત ધ્યાન આપે છે. જો કોઈ સાધક બીમાર પડે તો જાતે તેની ખબર લે છે અને બીજા સંબંધિત વ્યક્તિઓને તેની સારવાર કરવા સૂચના આપે છે તેને દવા, ફળ, દૂધ વગેરે પહોંચાડવામાં આવ્યા કે નહિ તેની ખાતરી રાખે છે.

શિવ તેમના ચરણકમલમાં આશ્રય પામેલા ક્રિયાશીલ કર્મયોગીઓની જરૂરિયાતો પૂરી પાડે છે. તેમને મન અતિથિ દેવ સમાન છે. દરેક બાબતમાં આશ્રમ ઘર કરતાં વધુ સારો છે તેવું દરેક યાત્રાળુને લાગે તેવી તેની સરભરા કરવામાં આવે છે. હવે આવે છે ઊગતી સંસ્થાનો

આર્થિક પ્રશ્ન. તેના કાર્યકર્તાઓ બધા જ સ્વતંત્ર છે. ગમે તે વસ્તુ વસાવવાની અને ગમે તેટલું ખર્ચ કરવાની તેમને છૂટ છે. તે ભરપાઇ કરવા માટે તો છેવટે શિવનું જ શરણ લેવું પડે છે. કેટલીકવાર બે સાધકો વચ્ચે ઝગડો પતાવવા માટે શિવ ન્યાયાધીશનું કામ કરે છે. આ બાબતમાં કાયદાના નિષ્ણાતો અને ન્યાયાધીશો શિવના હાથે નીચે થોડો સમય તાલીમ લે તો સારું. તેમને જરૂર લાભ થાય. શિવ બંન્નેનો પક્ષ લે છે. બંન્નેના લાભના મુદ્દાઓ તારવી કાઢે છે. પછી સહેજ હસીને તેમનો ઝગડો પતાવી દે છે. એક મિનિટમાં શિવ તે બે વચ્ચે પુનઃ મિત્રતા અને પ્રેમ સ્થાપે છે. બંન્નેને પોતાના હાથે એક એક પ્યાલો ચા પાઇને તેમના વચ્ચે વ્યાપેલું વૈમનસ્ય દૂર કરે છે. કાર્યાલયમાં તેમના સરનામાની નોંધણુકમાં લગભગ દસેક હજાર વ્યક્તિઓનાં સરનામાં નોંધેલાં હોય છે. તે બધા સાથેના બહોળા પત્રવ્યવહાર પર અને પુસ્તકોની વિનામૂલ્ય વહેંચણી પર પણ તેઓ જાતે જ ધ્યાન આપે છે.

શિવે કેટલાંએ પુસ્તકો લખ્યાં છે. તેમની કલમ વણથંભી, નિયમિત રીતે ચાલ્યા જ કરે છે અને પુસ્તકો

પ્રકાશિત થયા જ કરે છે. લેખનકાર્ય શરૂ કરવા માટે આપણી જેમ તેમને પ્રેરણા માટે બેસી રહેવું પડતું નથી. તેમના મનને સદાએ પ્રેરણા મળેલી છે. જેમની નળની ચકલી ખોલતાં પાણીની ધારા વહેવા લાગે છે તેમ પ્રેરણાનું ઝરણું વિશ્વમાં વહેવડાવવા માટે તેમને ફક્ત લખવાની શરૂઆત જ કરવાની હોય છે. લેખનકાર્ય અને સ્વાધ્યાય માટે ગાદી આધુનિક સગવડોવાળા કોઈ ખાસ અભ્યાસખંડની પણ તેમને જરૂર પડતી નથી. પુસ્તકો, પેટીઓ અને અભરાઈ વગેરેથી ભરેલી એમની કુટિર એમને માટે પૂરતી છે. તેઓ પોતાનું કાર્ય આરંભ કરે છે કે તરત જ આજુબાજુની બધી વસ્તુઓને ભૂલી જાય છે. કેટલાક પ્રખ્યાત નવલકથાકારોની માફક વસ્તુ (મેટર) એકઠી કરીને પોતાનું કામ પૂરું કરવા માટે કોઈ હવા-ખાવાના સ્થળે જવાની પણ શિવને જરૂર પડતી નથી.

શિવ લગભગ છેલ્લાં ત્રીસ વર્ષોથી દરરોજ નિયત સમયે લખે છે. તેઓ પોતાના મગજના વિભાગોને જરૂર પ્રમાણે કાર્ય કરવા માટે પ્રવૃત્ત કે તેમાંથી નિવૃત્ત કરી શકે છે. લખવાનો સમય થાય એટલે વ્યવસ્થા વિભાગ બંધ થઇ જાય છે અને લખવાનું કામ આરંભ થાય છે.

પ્રેરણાત્મક વિચાર બહાર ધસી આવવા માટે તૈયાર જ હોય છે. લેખન કાર્યનો સમય પૂરો થતાં જ મનને સેવાના બીજા કોઈ કાર્યમાં યોજી દેવામાં આવે છે. કેટલીક સ્વાભાવિકતાથી અને સરળતાથી તેઓ કામની ફેરબદલી કરી શકે છે! તે કામ કેટલું સારી રીતે થાય છે! આશ્ચર્ય! આપણે તો એક કાર્ય પૂરું કરી બીજું હાથ ધરીએ છીએ ત્યારે કેટલોક સમય પહેલા કાર્યની અસર મનમાં ચાલુ જ રહે છે.

એકવાર એક વાતનો અંત લાવી દીધા પછી પણ એક શિષ્યે તે વિષે અપ્રિય ચર્ચા જારી રાખી ત્યારે શિવે તેને અટકાવતાં કહ્યુ, "બસ, બસ, હવે તે વાત પૂરી થઈ; હવે મનમાં રામ રામ કહો." આ જ રહસ્ય છે. વાત અહીંથી જ પૂરી થઇ, મનમાં તેને રહેવા ન દો. આ કળામાં શીલ એક પોસ્ટમાસ્ટર છે. અનેક હેતુઓ માટે તેઓ આ કળાનો ઉપયોગ કરે છે. તેઓ હમેશાં જે કામ હાથ ધરે છે તે ખરા દિલથી કરે છે અને અંતે પૂરું કરે છે. બીજી જ ક્ષણે તેને વિષે સઘળું ભૂલી જાય છે, તરત જ બીજા કથાનો વિચાર કરે છે. ખાસ કરીને જ્યાં ઘર્ષણ ઊભું થવાનો સંભવ હોય ત્યાં તેઓ

આ રીત અજમાવે છે. કોઈ બે સાધકો વચ્ચે ઝગડો થયો હોય અને ગરમાગરમ ચર્ચા શરૂ થાય તો શિવ તરત જ નવી વાત વચ્ચે મૂકી દે છે અને બધાને ઝગડાની વાત જ ભૂલાવી દે છે. ફરી જ્યારે વાતાવરણ પૂરતું ઠંડું થાય ત્યારે હળવેથી પેલી વાત શરૂ કરે છે અને વાતનો નિવેડો લાવીને મૂકે છે. વાતને વણસવા દીધા સિવાય, ઝગડાની પતાવટ કરવાની આ ખરેખર એક વિશિષ્ટ રીત છે. જેટલી સહેલાઈથી શિવ કોઈ એક વિચારને મનમાં ધકેલી દઈ મનને ખાલી કરી શકે છે તેટલી જ સહેલાઈથી કોઈ નવો વિચાર સચેતન મન પર લાવી શકે છે.

કોઈ વસ્તુ યાદ કરવા માટે શિવને મગજમારી કરવી પડતી નથી. તેઓ તો મનને શાંત કરે છે અને પછી તેમાં ડૂબકી મારી જે વિચાર જોઈએ તેને બહાર ખેંચી કાઢે છે. કોઈ વાત યાદ કરવા માટે આપણને મગજ સાથે કુસ્તિ કરવાની જે જરૂર પડે છે તેનાથી તો ઊલટી આપણી યાદશક્તિ ઘટે છે. શિવને કદી એમ કહેતા નથી સાંભળ્યા કે હું તમને કાંઇ કહેવા માગતો હતો પણ ભૂલી ગયો છું. શિવ આશ્રમના સંચાલનથી

માંડીને છેક પ્રસાદની વહેંચણી વિષે સલાહ–સૂચનો આપે છે અને પૂછપરછ કરે છે. તેઓ પોતાની કુટિરમાંથી બહાર નીકળે છે તે પહેલાં જ આ બધી બાબતો તેમના મગજમાં નોંધાઇ ગએલી હોય છે. આગળ ચાલતાં જેમ જેમ લોકો મળતા જાય છે તેમ તેમ તેમને આપવાની સલાહ–સૂચનાઓ જાણેકે ટપાલ કચેરીનાં ખાનાંઓમાંથી નીકળતી હોય તેમ એક પછી એક નીકળ્યા કરે છે. માનસિક જાગૃતિ શિવની મોટામાં મોટી વિશેષતા છે.

ધ્યાનથી તેમના મુખમંડળ ઉપર તેજ, તેમની આંખમાં યુવાનના જેવી શકિત અને તેમના સમગ્ર વ્યકિતત્વને અપ્રતિહત આકર્ષણ શકિત મળી છે. તેમની આસપાસ શાંતિ અને સુખની અદ્રશ્ય આભા રહેલી છે. આથી તેમની પાસે જનાર દરેક વ્યકિતનું હૃદય હળવું બને છે, તે સુખ તથા શાંતિ અનુભવે છે. મનમાં સેંકડો ફરિયાદો લઇને તેમની પાસે જનાર વ્યકિત મૂક બની જાય છે. ઘણા તો તેમની હાજરી માત્રથી પોબારા ગણી જાય છે.

શિવના કેટલાક ભકતોએ આ અદ્રશ્ય આભા ખરેખર અનુભવેલી છે. વિજ્યાદશમીની રાત્રે નાગપુરના

પ્રો. શુભરત્નમે શિવનું મુખ પૂર્ણકળાએ ખીલેલા ચંદ્રના જેવું પ્રકાશમાન જોયું હતું. શિવ નવરાત્રિના દિવસોમાં માતાજીનુ ધ્યાન ધરે છે. તેને જ આ દિવ્ય આભાનું કારણ માનવામાં આવે છે. અખિલ ભારત યાત્રા દરમ્યાન મોંઘીરમાં જ્યારે શિવ પ્રાતઃકાળના ધ્યાનના વર્ગનુ સંચાલન કરી રહ્યા હતા ત્યારે ઘણા ભક્તોએ તેમના આખા શરીરની આસપાસ દિવ્ય પ્રકાશ જોએલો. તેવી જ રીતે ધ્યાનના સતત અભ્યાસે શિવના મનપર અદ્ભુત અસર કરી છે. મનને થોડા સમય માટે પણ અંતર્મુખ બનાવવા માટે સામાન્ય વ્યક્તિને ખૂબ જ પ્રયત્ન કરવો પડે છે પણ શિવને માટે તો આ સહજ વાત છે. કીર્તન સમયે સુખની આ આંતરદૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે. શિવની અર્ધ-મીચેલી આંખમાં શુન્ય (નિર્વિચાર) દૃષ્ટિ હોય છે અને ત્યારે તેમના મુખમંડળ ઉપર આનંદ પ્રકાશી રહેલો હોય છે.

ભૈરવ, નરસિંહ, સૂર્ય વગેરે જુદા જુદા દેવો ઉપર ધ્યાન ધરવાથી શિવને જુદી જુદી સિદ્ધિઓ પ્રાપ્ત થઇ છે. શિવ ન આમંત્રે તો પણ યોગ્ય સમયે તે સિદ્ધિ પ્રકટ થાય છે. તમારી સાથે વાતચીત કરતા હોય ત્યારે

તેઓ તમારા પ્રેમાળ અને દયામણા માતા હોય એવું તમને લાગે છે. જાહેર સભામાં પ્રવચન કરતી વખતે તેઓ સિંહની માફક ગર્જના કરતા હોય છે. તે વખતે તેમના ચહેરા ઉપર દઢતા દેખાય છે અને તેમને સંસારનો ત્યાગ કરી સંન્યાસ ગ્રહણ કરવા માટે ચેતવણી આપતી તેમની આંગળી ઊંચી ઊઠે છે. કોઈને સંન્યાસ દીક્ષા આપતા હોય ત્યારે તેમના આખા શરીરમાંથી જ્ઞાનાગ્નિ પ્રગટ થાય છે, તેઓ પુષ્કળ પ્રકાશમાન દેખાય છે અને તે સમયે શિષ્ય તેમના દિવ્ય સ્વરૂપ સામે જોઈ પણ શકતો નથી; જુએ તો ભય પામી જાય છે. પોતાના આધ્યાત્મિક વ્યક્તિત્વનાં આ જુદાં જુદાં સ્વરૂપોથી તો શિવ પોતે પણ અજાણ છે.

આ બધા કરતાં પણ વધુ મહત્ત્વનો છે શાંતિનો પ્રકાશ. ગંગાકિનારે પોતાની કુટિરમાં બેસી તેઓ સમસ્ત વિશ્વમાં સુખ અને શાંતિનાં કિરણો ફેલાવે છે. શિવમાં એકતાન થયેલા અને તેમના પ્રબળ વિચારો ગ્રહણ કરવાની શક્તિ પામેલા કરોડો આત્માઓ આ સ્પંદનો ગ્રહણ કરે છે. તેથી તેમને તો લાભ થાય જ છે, ઉપરાંત તેઓ બીજાઓને પણ લાભ આપી શકે છે.

આ સૂક્ષ્મ આધ્યાત્મિક સામ્રાજ્યમાં મનુષ્યના હૃદયનું આવું પરિવર્તન કરવું તે એક મહાન સેવા છે. માનવતાની આવી જ બીજી મહાન સેવા શિવે તેને દિવ્ય-જીવન-શાંતિ, પ્રેમ અને સેવાના જીવન સંબંધી બસો કરતાં પણ વધુ પુસ્તકો ભેટ ધરીને કરી છે.



ॐ

# પ્રકરણ પાંચમું

## જ્ઞાનયોગ

૧. શિવ પોતાના દૈનિક જીવનમાં વેદાંતનું પૂર્ણ આચરણ કરે છે.

૨. શિવ–પરા–વૈરાગ્યનું આચરણ કરે છે. તેમના મનમાં કોઈપણ પ્રકારની અભિલાષા રહેલી નથી. તેથી તેઓ કહે છે, "માનવજાતિની સેવા કરવા માટે ફરી ફરીને જન્મ લેવા દો."

૩. શિવની તિતિક્ષા પણ સર્વવ્યાપી છે; તેમની સહનશક્તિ ઊંચા પ્રકારની છે, તે વાસ્તવિક અને ક્રિયાશીલ છે.

૪. દરેક વસ્તુ અને દરેક વ્યક્તિને શિવ પોતાના ગુરુ માને છે.

૫. શિવ પોતાની જાતને નિત્ય–જિજ્ઞાસુ માને છે. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અને તેનો ફેલાવો કરવા માટે તેઓ સદા આતુર છે.

૬. તેમના મનમાં ઊંચ–નીચનો કે ભણેલા અભણનો ભેદ નથી.

૭. શિવ સદા માટે બ્રહ્મચેતનામાં દૃઢ રીતે સ્થિત થએલા છે. તેઓ સહજ સમાધિ અવસ્થામાં છે. તેથી સદાએ ઇચ્છારહિત અને હેતુરહિત હોવા છતાં પણ શ્રી. બી. જી. ખેરના શબ્દોમાં કહીએ તો, તેઓ માનવ-જાતિની સેવાના અથાગ કાર્યમાં સંલગ્ન છે. તેઓ ઈશ્વરમય છે, તેમના વ્યક્તિત્વમાંથી દિવ્ય ક્રિયા અને દિવ્ય કૃપા પ્રવાહિત થાય છે. આ જ છે સર્વોચ્ચ બ્રહ્મકર્મ સમાધિ તેઓ બ્રહ્મ સાથે એક બની જઇને બ્રહ્મ કર્મ કરવામાં ભાગ લઇ રહ્યા છે. જે સરળતાથી તેઓ વિશ્વના ભલા માટે નવી નવી યોજનાઓ ઘડી કાઢે છે, તેમાં સફળતા પામે છે તે જ સત્યની ખરી સાબિતી છે.

અનંત શાંતિ સર્વોચ્ચ સુખ માટે વ્યવહાર

## વેદાંતી સૂત્ર

માનો કે જેઓએ તમને છેતર્યા છે તેમની માર-ફત તે પૈસા તમે જ ભોગવી રહ્યા છો. તમે એટલે

તમારો પોતાનો આત્મા, કારણ જે આત્મા તેનામાં છે તે જ તમારામાં છે. સુખ અને શાંતિની આ ચાવી છે.

જે વ્યક્તિએ પોતાના આત્માના સુખ ખાતર તમારી સાથે છેતરપીંડી કરી હોય, તમને લૂંટી લીધા હોય કે ઈજા કરી હોય તે વ્યક્તિમાં પણ તમારો જ આત્મા વસે છે. તેને મળતાં સુખ કે આનંદ તમારાં જ છે. આ વાત સમજવા માટે ખૂબ આંતરિક મનોમંથનની જરૂર છે.

શિવમાં તો આ વલણ સ્વાભાવિક છે. શિવ આ સૂત્રનો ઉપયોગ કરે છે.

## જ્ઞાનયોગ

શિવનો જ્ઞાનયોગ અજોડ અને અદ્ભુત છે. આ બાબતમાં શિવ પ્રાચીન અને અર્વાચીન સંતોથી જુદા પડે છે. કેટલાક કર્મયોગીઓની જેમ તેઓ વેદાંતની ઉપેક્ષા નથી કરતા, કે નથી કરતા અદ્વૈતવાદીઓની જેમ કર્મયોગની ઉપેક્ષા. તેઓએ જ્ઞાનયોગ અને કર્મયોગનો સમન્વય સાધ્યો છે. વેદાંતીએ તો સંસારથી દૂર જઈને

એકાંતમાં જ રહેવું જોઇએ એવી માન્યતાનો અસ્વીકાર કર્યો છે. "કર્મયોગ એટલે ક્રિયાત્મક વેદાન્ત સાધના અથવા ભક્તિ સાધના." આ છે તેમની કર્મયોગની પરિભાષા.

શિવ ભારપૂર્વક કહે છે કે વેદાંત સર્વસામાન્ય ચેતનાનો સાક્ષાત્કાર કરવાનું લક્ષ્ય બતાવે છે. આ લક્ષ્ય વિસ્તરે ન પડે અને આંતરિક ઉત્સાહની આગ પ્રજ્વલિત રહે તે માટે શિવ સાધકને સત્સંગ, વેદાંતના પ્રવચનો, ચિંતન અને વેદાંતના સૂત્ર ઉપર ધ્યાન કરવાની પ્રેરણા આપે છે. ખરેખરી સાધના તો છે સતત નિષ્કામ સેવા અને પરમાત્માની ભક્તિ. શિવ વેદાંત વિષે નકામી ચર્ચાને જરાપણ પ્રોત્સાહન આપતા નથી તેમજ નીરસ વેદાંતી વાતો પ્રત્યે ધ્યાન પણ દેતા નથી.

શિવ એકવાર કહે છે, "વેદાંત કાંઇ પુસ્તકમાંથી ભણવાનો વિષય નથી. વેદાંતના સાક્ષાત્કારનો અનુભવ એક વ્યક્તિ બીજી વ્યક્તિને આપી શકતી નથી. સેવા, સેવા અને સેવા, નિષ્કામ સેવા, અહંકાર રહિત સેવા કરો. પરમાત્માની પૂજા કરો. આત્મસમર્પણ કરો. યોગ્ય

સમયમાં તમને વેદાંતનો સાક્ષાત્કાર થશે. જ્યારે અથાગ નિષ્કામ સેવાથી ચિત્તશુદ્ધિ થશે અને પરમાત્માની ભક્તિથી મન સ્થિર થશે ત્યારે તમારામાં આત્મપ્રકાશ જરૂર પ્રકટ થશે. વેદાંતની સૌરભ તમારી આસપાસ ફેલાઈ જશે. બધા લોકો આપોઆપ જ તમારા પ્રત્યે આકર્ષિત થશે. તમને વેદાંતનો સાક્ષાત્કાર થયો છે તેની જાહેરાત કરવાની જરૂર નહિ પડે." શિવની અખિલ ભારત યાત્રામાં અમે આ અનુભવ્યું છે. લાખો લોકો તેમને સાંભળવા એકઠા મળતા. તેમનાં દર્શન માત્રથી જ તેઓને લાગ્યું છે કે આપણે બધું જ પામ્યા છીએ. ષડ્દર્શનાચાર્ય શ્રી. રાઘવાચાર્યજી મહારાજ કહે છે, "એક ભિખારી બીજા ભિખારીને શું આપે ? આ દુનિયામાં શિવ જેવા થોડા સંતોને બાદ કરતાં આપણે બધા ભિખારી જ છીએ ને. શિવતો આપ્તકામ છે. તેમણે પરમાનંદનો મહાન ભંડાર પ્રાપ્ત કર્યો છે. તે ચોક્કસ તમને આશીર્વાદ આપી શકે છે અને તમારી ઇચ્છા મુજબ વરદાન પણ આપી શકે છે." તેથી લોકો સંત શિવની પૂજા કરે છે અને પોતાની પવિત્ર મનોવાંચ્છનાઓ પૂર્ણ કરે છે.

શિવનું જીવન એટલે જ વેદાંત. તેઓ રોજિંદા જીવનમાં વેદાંતનું આચરણ અને તેનો ઉપદેશ કરે છે. તેઓ વેદાંતનાં સત્યોને નીરસ રીતે ફક્ત પ્રવચનો દ્વારા ફેલાવતા નથી. તેમને મન જુદા જુદા નામરૂપો વાળી આ દુનિયાનું અસ્તિત્વ જ નથી. બ્રહ્મ એક જ સત્ય છે. આ તેમની વિશ્વદૃષ્ટિ. ઇશ્વરીય યોજનાની સિદ્ધિ સિવાય તેમના મનમાં બીજી કોઇ ઇચ્છા નથી.

જ્ઞાનયોગનો મુખ્ય આધાર સ્તંભ વૈરાગ્ય છે અને વૈરાગ્ય તો શિવને જન્મજાત છે. બચપણમાં અને યુવાનીમાં શિવ મહત્ત્વાકાંક્ષી હતા, અત્યંત મહત્ત્વાકાંક્ષી હતા; પણ તે મહત્ત્વાકાંક્ષા હતી–સેવાની, વધુને વધુ સેવાની, સેવા કરવા માટે વધુને વધુ તક મેળવવાની, નહિ કે ખૂબ ધન એકઠું કરી એશઆરામ ભોગવવાની.

વૈદકીય અભ્યાસ પૂરો કર્યો કે તરત જ એમ્બ્રોસિયા નામનું માસિક શરૂ કર્યું હતું. તેની લગભગ બધી જ નકલો તેઓ મફત વહેંચી દેતા. મલાયામાં પણ તેઓને પોતાની વસ્તુઓ આપી દેવાનો, પોતાની મિલ્કતનો પરિત્યાગ કરવાનો અને પોતાની માનસિક, બૌદ્ધિક તથા

આધ્યાત્મિક મિલ્કત–જે કાંઈ તેમની પાસે હોય તે બધું જ, જે કોઈ માગે તેને વહેંચી દેવાનો શોખ હતો. શિવના આ વૈરાગ્યના મૂળમાં સુંદર વિવેક હતો. તેમની યુવાવસ્થામાં પણ તેઓ વિવેકબુદ્ધિવાળા હતા. આને લીધે જ તેઓ છેવટે ઋષિકેશ આવ્યા.

શમ, દમ, તિતિક્ષા ઉપરાંત શ્રદ્ધા અને સમાધાન આ ષટ્સંપત્તિથી તેઓ ભરપૂર હતા. તેઓ સંપૂર્ણ આત્મસંયમી હતા. મન અને સર્વ ઇન્દ્રિયો તેમના સંપૂર્ણ કાબૂમાં હતી. આથી શિવ સદા અવિરત નિષ્કામ સેવામાં રચ્યાપચ્યા રહેતા. સાંસારિક ચીજો માટે તેમના મનમાં જરા પણ આકર્ષણ નહોતું. તેઓ સર્વનું ભલું કરવામાં રત રહેતા. આજે પણ શ્રદ્ધા તેમના વ્યક્તિત્વનું એક મહત્વનું અંગ છે.[૯]

શિવ શ્રદ્ધા અને ભક્તિનું પ્રતીક છે. બાહ્યદૃષ્ટિએ તેઓ દરેક કામ સંપૂર્ણ શ્રદ્ધા, ભક્તિ અને ઉત્સાહપૂર્વક હાથ ધરે છે પણ તેમનું આંતરિક વલણ તો કંઈક જુદું જ હોય છે.

આ આંતરિક અવસ્થા મુમુક્ષત્વની મહેચ્છા સ્પષ્ટ-રીતે વ્યક્ત કરે છે. આ જ પુસ્તકમાં બીજી કોઈ જગ્યાએ

કહેવામાં આવ્યું છે કે આ સંસારનો પરિત્યાગ કરી શિવ ભારત આવ્યા ત્યારે તેમના મનમાં આ જ એક મુખ્ય ભાવના હતી. "મારે પરમાત્માનો સાક્ષાત્કાર કરવો જ છે." નિરંજન, નિરાકાર પરમાત્મા સાથે એકરૂપ થએલા આ પરમ-પુરુષ આજે પણ પોતાના સાધકમાં આવું ઊંચા પ્રકારનું મુમુક્ષત્વ જાગે તેવી રીતે વર્તે છે. તેમનાં બધાં જ કાર્યો એટલાં બધાં નિષ્કામ અને નિરહંકારી અને ઇચ્છારહિત હોય છે કે તે કર્મનાં બંધનોને તોડી નાખે છે. તેઓ સદા મુમુક્ષ-ત્વથી પણ પર એવી જીવનમુક્તિ સ્થિતિમાં રહે છે અને તેમાં જ વિચરે છે. આથી કોઇ ઇચ્છા–મુક્તિની ઇચ્છા પણ તેમના મનમાં ઉત્પન્ન થતી નથી. પોતે જે વસ્તુ પહેલેથી પામ્યા હોય તે વસ્તુની ઇચ્છા કોણ કરે ?

તિતિક્ષા અથવા સહનશક્તિ શિવને સહજ સિદ્ધ છે. તે આ લોકમાં સર્વોચ્ચ લાભ છે. તેમાં સ્થિત થયા પછી ગમે તેટલી ભયંકર આફત પણ ડગાવી શકતી નથી. શારીરિક દર્દની સહનશક્તિ બાબતમાં તો શિવની બરો-બરી કરી શકે તેવું આ દુનિયામાં ભાગ્યે જ કોઇ હશે. વધુ પડતા પરિશ્રમને કારણે અને ખાસ કરીને માનસિક પરિશ્રમને કારણે શિવને મધુ પ્રમેહ થયો છે. પોતાનું

કાર્ય અટકે નહિ તે માટે આ દર્દને કાબૂમાં રાખવું જ જોઈએ. ઇન્સ્યુલીન આ દર્દની એક માત્ર સર્વસામાન્ય દવા છે. લગભગ છેલ્લાં પંદર સોળ વર્ષથી આના માટે દરરોજ એક ઇંજેકશન તેઓ લે છે. આશ્રમના ધર્માર્થ દવાખાનામાં જ્યાં સુધી યોગ્યતા પામેલા દાક્તરની નિમણુંક નહોતી થઈ ત્યાં સુધી શિવ જાતે જ ઇંજેકશન લઈ લેતા. ઈ. સ. ૧૯૫૦ની અખિલ ભારત યાત્રામાં શિવનો મહાન ચમત્કાર જોવા મળેલો. આગળ કદી નહિ અનુભવેલો પરિશ્રમ તેમના વયોવૃદ્ધ શરીર માટે ખૂબ જ કષ્ટદાયક નીવડયો. દિવસોના દિવસો સુધી તેમને તાવ રહેતો. તેમના ગળામાં ભયાનક ચાંદીઓ પડી ગઈ હતી અને સોજો ચડી ગયો હતો. સહેજ ખાંસી આવે અથવા છીંક આવે તો પણ મોંમાંથી અને નાકમાંથી લોહી પડતું. દાકતરોને પણ આથી ભય લાગ્યો હતો; પણ શિવ કદી પોતાની સ્થિતિ પ્રવાસના વ્યવસ્થાપકોને જણાવતા નહિ તેમજ જનતાની આત્મજાગૃતિની આ મહાન સેવાના કાર્યક્રમમાં પોતાના શારીરિક કષ્ટોને અડચણરૂપ થવા દેતા નહિ.

ઇ. સ. ૧૯૫૨માં જ્યારે તેઓને કમરનો દુખાવો ઉપડયો ત્યારે ચાલવું બિલકુલ અશક્ય બન્યું ત્યાં સુધી

તો મહામુશ્કેલીએ પણ તેઓ કાર્યાલયમાં જતા અને પોતાનું કામ કરતા. ઈ. સ. ૧૯૫૪માં ટાઈફોઈડને કારણે પથારીવશ થયા ત્યારે પણ તેમણે સેવા તો ચાલુ જ રાખી હતી. માંદા હોય ત્યારે પોતે જે કાર્ય કરે તે કાર્ય કરવા માટે પથારીમાં પડ્યા પડ્યા તેઓ શિષ્યોને સૂચનો અને માર્ગદર્શન આપ્યા કરતા. સદાય માનવજાતિનું કલ્યાણ વિચારતા તેમના શક્તિમાન દૈવી મનને રોગ જરા પણ અસર પહોંચાડી શક્યો નહિ. શિવની તિતિક્ષા નિષ્ક્રિય, નરમ અને જડ સાધના નથી. તે તો અત્યંત સક્રિય, વાસ્તવિક અને ચેતન યોગ છે ટાઈફોઈડ જેવા રોગમાં પથારીમાં પડ્યા પડ્યા દર્દ સહન કરવાને બદલે કે બૂમ બરાડા પાડી પોતાની નબળી સ્થિતિની જાહેરાત કરવાને બદલે શિવ દર્દ સહન કરતા. તેઓ પોતાના દર્દની ઉપેક્ષા કરે છે પણ વિશ્વના સ્વાસ્થ્ય, સુખ, શાંતિ અને કલ્યાણનો વિચાર કરે છે. તેઓ દુઃખ, દર્દ કે અપમાન સહન કરીને જ બેસી નથી રહેતા પણ અપમાન કરનાર પ્રત્યે પણ પ્રેમ અને સદ્‌ભાવ બતાવી તેની સેવા અને બહુમાન કરે છે. ધોમ ધખતા તડકામા કે કાતીલ ઠંડીમાં કુટિરમાં બેસી રહેવાને બદલે તેઓ બહાર નીકળે છે. તેમના વિના ચાલી શકે તેમ હોય

છતાં પણ સત્સંગમાં અચૂક હાજરી આપે છે. આવી છે શિવની તિતિક્ષા. વરસાદ વરસતો હોય કે હવામાન અત્યંત ઠંડું હોય તો પણ તેઓએ ઘણી વાર કાર્યાલયમાં જઈ આશ્રમવાસીઓને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા છે. ઈ. સ. ૧૯૪૦માં પોતાને માટે રાંધેલા ખોરાકનો મોટો ભાગ તેઓ પોતે જાતે ફરીને શિષ્યોને વહેંચી આવતા. અમે બધા જુવાનિયા જ્યારે કુટિર બંધ કરી બેઠા હોઈએ ત્યારે શિવ પોતાના બોડકા માથા ઉપર ફક્ત એક રૂમાલ નાખી ખરા બપોરે ભયંકર ગરમીમાં હાથમાં પ્રસાદની થાળી લઇ એક કુટિરથી બીજી કુટિરે જઈ પ્રસાદ વહેંચી આવતા અને ઉપરથી પ્રેમપૂર્વક સલાહ આપતા, "ઓ જી! બહાર ખૂબ ગરમી પડે છે, આરામ કરજો." આ છે શિવની વાસ્તવિક તિતિક્ષા. આવી તિતિક્ષાનું જાતે આચરણ કરી તેઓ આપણી સમક્ષ એક સુંદર ઉદાહરણ મૂકે છે.

## શિવના ગુરુ

ધર્મ, અર્થ, કામ અને મુમુક્ષત્વ એ ચાર સાધનોથી સુસજ્જ થયા પછી સાધક કઠણ આધ્યાત્મિક

તાલીમ લેવા માટે શિવના ચરણકમળમાં આશ્રય લે છે. મળ, વિક્ષેપ કે અજ્ઞાનના આવરણ રહિત પરમાત્મા સ્વરૂપ શિવ કયા ગુરુને શરણે જાય ? આત્મસાક્ષાત્કાર પ્રત્યે જાગ્રત કરવા, સાધનામાં માર્ગદર્શન આપવા અને પથબાધાઓને ટાળવા માટે શિવને કોઈ શરીરધારી ગુરુની જરૂર પડી નહોતી. શિવ પોતે સ્વીકારે છે કે તેમને ધ્યાનમાં કદી પણ મુશ્કેલી નડી નથી. કોઈ પણ અડચણ તેમનો માર્ગ રોકી શકી નથી. આ સંસારનો પરિત્યાગ કર્યો તે પહેલાં અને સંન્યાસ ગ્રહણ કર્યો તે પહેલાં પણ આવું જ બન્યું છે.

આમ હોવા છતાં પણ ગુરુની અત્યંત જરૂર છે તે ખાસ ભારપૂર્વક ઠસાવવા માટે શિવે મહામંડળેશ્વર સ્વામી શ્રી વિશ્વાનંદજી મહારાજના પવિત્ર ચરણકમળનો આશ્રય લીધો. ઋષિકેશ આવ્યા તે જ રાત્રે શિવ ચરણદાસ ધર્મશાળાની પરસાળમાં રાતવાસો રહ્યા હતા. તે સમયે થોડે દૂર એક પરમ પૂજનીય સંન્યાસી પણ ત્યાં આરામ કરી રહ્યા હતા. આ યુવાને (ડૉ. કુપ્પુસ્વામીએ) તે સંન્યાસીના મનમાં પોતાના ઋષિકેશ આવવાના હેતુ વિષે ખૂબ ઊંડો વિશ્વાસ ઉત્પન્ન કર્યો. ભવિષ્યના આ

ભૂમંડળેશ્વરને ઓળખતાં તેમને વાર ન લાગી. આવી મહાન વ્યક્તિનું ગુરુપદ પામવાનું સર્વોચ્ચ માન તેઓ કેમ કરી જતું કરે ? બીજે જ દિવસે શ્રી. વિશ્વાનંદજી મહારાજે ડૉ. કુપ્પુસ્વામીને સન્યાસદીક્ષા આપી તેમનું નામ સ્વામી શિવાનંદ સરસ્વતી રાખ્યું. આ નામ અને તેનું ટૂંકું નામ 'શિવ' આજે સાધકજગતમાં ખૂબ જ જાણીતું છે. સન્યાસદીક્ષા આપ્યા પછી શ્રી. વિશ્વાનંદજી મહારાજ તેમના દિવ્ય શિષ્યની વિદાય લઇ બનારસ ગયા.

શિવ આજે ભિન્ન ભિન્ન પ્રકારની પ્રકૃતિવાળા બધા જ લોકો માટે એક આદર્શ ઉદાહરણ છે; અને તેમાં જ શિવના જીવનની અજોડતા રહેલી છે. સાધકે સદ્ગુરુના ચરણમાં આશ્રય લેવો જ જોઈએ તે માટે શિવે એક સુંદર દાખલો બેસાડ્યો છે. મનુષ્યશરીરધારી ગુરુ પાછળ દોડવું ન પડે એવા પણ કેટલાક ઉચ્ચ કોટિના સાધકો હોય છે. તો એવા સાધકોએ શું કરવું જોઈએ ? શિવનું જીવન જ આ પ્રશ્નનો સચોટ જવાબ દે છે.

આ બાબતમાં શિવનું વલણ ગુરુદત્તાત્રેયને અનુરૂપ છે. જે કોઈ વ્યક્તિ કોઈ ઉચ્ચતર વિચાર દર્શાવે કે

કોઈ સારું કાર્ય કરે તે શિવનો ગુરુ. તેઓ બાળ–આત્માનું પ્રવચન પણ ધ્યાનપૂર્વક સાંભળે છે, રખેને કોઈ ગુરુ–ઉપદેશ ચૂકી જવાય. ઘણી વાર તેઓ જાહેરમાં કહે છે કે મારા શિષ્યો પણ મારા ગુરુ છે કારણ કે હું તેમની પાસેથી ઘણું ઘણું શીખ્યો છું. સામાન્યકક્ષાના માણસને તો આવા અસાધારણ વલણનો વિચાર પણ આવવો અશક્ય છે. આ ઉપરથી શિવે એવું સ્પષ્ટ બતાવ્યું છે કે જો કોઈ સાધકને ગુરુ પાસે જઈને તેમના આશ્રયમાં રહેવાનો લાભ ન મળે તો પણ કોઈ પ્રકારની છટકબારી શોધ્યા સિવાય તે સ્વતંત્રતાથી રહી શકે છે. આ સ્વતંત્રતાને કારણે તે એટલો બધો વિનમ્ર બની શકે છે કે પોતાના નોકરો, શિષ્યો વગેરે સર્વને તે પોતાના માની શકે છે. છૂપા અહંકારને દૂર રાખવાનો આ ઉત્તમ માર્ગ છે. જો એક ગુરુ કરવા ન ઇચ્છતા હો તો કાંઈ વાંધો નહિ સર્વને તમારા ગુરુ માનો.

'અનુભવ' શિવનો સૌથી મહાન ગુરુ છે. પોતે અનુભવેલા અને પોતે જોએલા બીજાના દૈનિક અનુભવોમાંથી તેઓ ઘણું ઘણું શીખે છે. તેઓ જે શીખે છે તે કદી ભૂલતા નથી. એકવાર ઘાસના છાપરાનું આખું

બજાર આગથી જોતજોતામાં ભસ્મીભૂત થએલું તેમણે જોએલું. આ ઉપરથી એમણે એવો બોધ લીધો કે કદી પણ ઘાસના છાપરાવાળા ઘરમાં રહેવું નહિ. આજે પણ શિવ આવા ઘરમાં કોઇને રહેવા દેતા નથી. ખુલ્લામાં સૂવા દેશે પણ ઘાસના છાપરાવાળા ઘરમાં તો નહિ જ.

પોતાના અનુભવોમાંથી મેળવેલા જ્ઞાનનો તેઓ બીજાના ભલા માટે ઉપયોગ કરે છે. ગંગાજીના હિમ જેવા ઠંડા પાણીમાં સતત ઊભા રહી તપ કરવાથી તેમને કમરનો દુખાવો ઉપડયો હતો; આથી તેઓ બીજા શિષ્યોને તેમ કરવા નથી દેતા. નક્કર સેવા અને તીવ્ર સાધનો માટે લટકતું જીવન અનુકૂળ નથી એવું તેમણે પોતાના જીવનમાંથી જાણ્યું છે; તેથી બીજાઓને આવી ભ્રમણ તૃષ્ણામાં પ્રોત્સાહન આપતા નથી. પોતાના પરિવ્રાજક વ્રતના સમય દરમ્યાન તેમને કોઇ એક એવી જગ્યાએ સ્થાયી થઇ રહેવાની જરૂર જણાઈ કે જ્યાં ઘેર ઘેર ફરીને માગ્યા સિવાય સાદો ખોરાક મળે, સ્વાધ્યાય માટે સારું પુસ્તકાલય મળે, વૈદકીય સગવડો મળે અને ધ્યાન માટે યોગ્ય તથા એકાંત સ્થળ મળે. આ ચારે જરૂરિયાતો પૂરી પડે તે માટે શિવે ઋષિકેશ પસંદ કર્યું. ગંગાકિનારે પોતાનો

આશ્રમ સ્થાપ્યો. સંન્યાસી જીવનના શરૂઆતના દિવસોમાં તેમણે જે મુશ્કેલીઓ વેઠેલી અને જે સગવડોનો અભાવ અનુભવેલો તે બધી મુશ્કેલીઓ ટાળવા અને જરૂરિયાતો પૂરી પાડવા તેમણે તરત જ પ્રયત્ન શરૂ કર્યો આ બધા જ અનુભવો શિવના ગુરુ છે. તેમાંથી મેળવેલો બોધ તેઓ કદી ભૂલતા નથી.

શિવ ઘણી વાર નિર્દેશ કરે છે કે ઉપર કહ્યો તે માર્ગ ફક્ત ખૂબ વિકાસ પામેલા અને દૈવી ગુણોવાળા ઉચ્ચ કક્ષાના સાધકો માટે જ છે. બીજાઓએ તો ગુરુ-શરણે જઈ ગુરુમંત્ર લઈને તેમની પ્રત્યક્ષ દોરવણી નીચે સાધના કરવી જોઈએ.

## શ્રવણ, મનન અને નિદિધ્યાસન

યોગવેદાન્ત આરણ્ય વિશ્વવિદ્યાલયના વર્ગોમાં શિવ અનેક વાર કોઈ ઝોકાં ખાતા સાધકને પૂછી બેસે છે, "પ્રવચન દરમ્યાન અગત્યના મુદ્દાઓની નોંધ કરો છો કે ?" ઘણું ખરું સાધકોનો જવાબ નકારમા જ હોય છે. શિવની બાબતમાં તો આમ નથી જ. તેઓ કહે છે, "વર્ગ પૂરો થયા પછી કુટિરમાં જઈને હું તરત જ

વર્ગમાં પ્રવચન દરમ્યાન સાંભળેલા વિચારો ઉપર મનન કરું છું. તે વિચારો પર ઊંડું ધ્યાન ધરવાથી તેની સાથે સંકળાએલા બીજા ઉન્નત વિચારો ઉત્પન્ન થાય છે. આ બધા વિચારોને એક લેખમાં સંકલિત કરી દુનિયાને ચરણે ધરું છું.

આ રીતે શિવ જ્ઞાનયોગ સાધનાનાં આ ત્રણ અંગો–શ્રવણ, મનન અને નિદિધ્યાસન સમજાવે છે. સત્સંગ દરમ્યાન સાંભળેલા કે સ્વાધ્યાય દરમ્યાન પુસ્તકમાંથી વાંચેલા વિચારો લખી લેવાથી મન તંદ્રામાં લપરી પડતું અટકે છે. આથી મનનમાં પણ સહાયતા મળે છે અને છેવટે નિદિધ્યાસન ખૂબ જ સરળ બને છે.

એક વાર શિવે વેદાંતના પુસ્તકમાં વાંચ્યું કે બ્રહ્મ સત્ ચિત્ આનંદ સ્વરૂપ છે. આ એક જ સૂત્ર ઉપર શિવે ઊંડું ધ્યાન કર્યું. તેમાંથી આ સુંદર કાવ્ય સ્ફુર્યું. આ જગતને નિર્ગુણ સાધના માટે આ કાવ્ય ખૂબજ ઉપયોગી નીવડશે.

સત્–ચિત્–આનંદ
અસ્તિત્વ–જ્ઞાન–કલ્યાણ.

સત્ય-ચેતના-સુખ
અસ્તિ-ભાતિ-પ્રિય
જીવન-પ્રકાશ-પ્રેય
અમરત્વ-જ્ઞાન-સુખ

સર્વ એક સમાન, પ્રેમ પરિણમે સુખમાં. ઉપરનું કાવ્ય વાંચ્યા પછી શિવ બોલી ઊઠયા, "આ છે નિર્ગુણ ધ્યાન. સત્ ચિત્ આનંદનો વિચાર કરો. આત્મા અથવા બ્રહ્મનો વિચાર કરો. તે લગભગ બ્રહ્મની પ્રકૃતિ દર્શાવે છે તે ઉપરથી સમાનાન્તર મહિમા આપોઆપ જ તમારા મનમાં સ્ફુરશે. તેના પર ધ્યાન કરો. આ નિર્ગુણ ધ્યાન છે. નિરંતર ધ્યાન કરવું જ પડશે. પછી એકાએક જ તે તમારી અંદર વિજળીના ઝબકારાની માફક ઝબૂકી ઊઠશે. તે જ સત્ય."

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને ઉપનિષદ્ જેવાં ધર્મશાસ્ત્રોમાંથી પણ શિવ કેટલાક શ્લોકો અને પરિચ્છેદો પસંદ કરે છે અને તેના ઉપર મનન અને નિદિધ્યાસન કરે છે. જેમકેઃ—

अहमात्मा गुडाकेश सर्वभूतसया स्थित।

સર્વ પ્રાણીઓમાં વસેલો આત્મા હું જ છું. ઈશાવાસ્યમિદં સર્વમ્। આ સર્વમાં પરમાત્મા વ્યાપ્ત છે. આ એકમેવ અદ્વિતીયં બ્રહ્મ। બ્રહ્મ ફક્ત એક જ છે. બીજું બ્રહ્મ છે જ નહિ.

## દૈનિક જીવનમાં વેદાન્ત

સર્વ ચેતનાઓની એકતાનો સાક્ષાત્કાર શિવને મન કોઈ સૈદ્ધાંતિક માન્યતા નથી. તે તો આ મહાન સત્યની વ્યાવહારિક બાબતનો ક્રિયાશીલ સાક્ષાત્કાર છે. આ એકતાનો સાક્ષાત્કાર રોજિંદા જીવનમાં વ્યક્ત થવો જોઈએ. તે અનથક, આત્મત્યાગી, નિષ્કામ સેવાથી અને વિશ્વપ્રેમ દ્વારા થઈ શકે છે.

આ એકતાની ભાવનાનો જન્મ પણ શિવની સાથે જ થયો હતો. જ્યારે તેઓ યુવાન હતા ત્યારે એકવાર પટાબાજી ખેલનાર નિષ્ણાત પાસે તે કળા શીખવા ગયા. તે માણસ અછૂત હતો. શિવ એક ધર્મચુસ્ત શૈવ કુટુંબમાં જન્મેલા હતા. આથી એક અછૂતને ઘેર જવું એ વડીલોનો કોપ વહોરી લેવા જેવું હતું, છતાં યુવાન કુપ્પુસ્વામી એક દિવસ તેને ઘેર ગયા અને તે કળા

હસ્તગત કરી. તેને ગુરુ માની ફૂલહાર કર્યો, તેની પૂજા કરી અને તેને સારી એવી ગુરુદક્ષિણા આપી. આ ઉપરથી સમજી શકાશે કે શિવને મન ગુરુ ભક્તિનું કેટલું માહાત્મ્ય અને મૂલ્ય છે. પોતે ઉચ્ચ જ્ઞાતિના છે અને સામેનો માણસ હલકી જ્ઞાતિનો છે તેવી ભાવના જ તેમના મનમાં ઊઠતી નથી.

આ જ પ્રમાણે શિવ જ્યારે મલાયામાં હતા ત્યારે એક દિવસ તેમના રસોઇયા શ્રી. નરસિંહ અય્યર સાથે સ્ટુડિયોમાં ફોટો પડાવવા ગયા હતા. તે સમયે દાક્તરનાં કપડાંમાં સજ્જ થઈ ફોટો પડાવવાની આતુરતા શ્રી. નરસિંહ અય્યરના ચહેરા ઉપર શિવે જોઈ. તરતજ શિવે તેમને કહ્યું, "હું તમને મારાં કપડાંમાં જોવા ઇચ્છું છું. તમે પણ આવો ફોટો પડાવો. તરત જ શિવે પોતાનાં કપડાં શ્રી અય્યરને પહેરવા આપ્યાં અને તે કપડાંમાં તેમનો ફોટો પોતાને ખર્ચે પડાવ્યો. શ્રી. નરસિંહ અય્યર તો મંત્રમુગ્ધ થઇ શિવની વાણી સાંભળી જ રહ્યા.

બીજી બાજુ આપણે અખિલ ભારત યાત્રામાં દિલ્હીની જાહેર સભામાં આ વેદાન્ત કેસરીને ગર્જતા સાંભળીએ છીએ ત્યારે તેમની આસપાસ અનેક ઉચ્ચ

અધિકારીઓને બેઠેલા જોઈએ છીએ. ત્યાં તો શિવ પરમાત્માનું મહાન સ્વરૂપ દેખાય છે. તેમની આગળ પ્રધાનો અને ન્યાયાધીશો બાળક જેવા લાગે છે. તેઓને પણ આત્મસાક્ષાત્કારની ઉજ્જવળતાનો પરિચય થયો હશે. તેમની મહાનતા આગળ તો દુનિયાની સર્વોચ્ચ ઉજ્જવળતા પણ કાંઈ વિસાતમાં નથી.

શિવને મન બધા જ સરખા છે, પછી ભલે તે ભૂમંડળનો શાસકવીર હોય કે રસ્તાનો ભિખારી હોય, મહાધુરંધર પંડિત હોય કે અબોધ બાળક કે ગામડિયો હોય. સર્વ પ્રત્યે શિવ સમાન આદર તથા પ્રેમ દર્શાવે છે.

## આત્મસાક્ષાત્કારનું ફળ

શિવને થએલા આત્મસાક્ષાત્કારનું અસાધારણ લક્ષણ એ છે કે તેનું ફળ ફક્ત શિવ એકલા જ નથી ભોગવતા પરંતુ સમસ્ત માનવજાતને તેનો લાભ મળે છે. તેમનુ જીવન, તેમની સેવા, તેમનું જ્ઞાન અને તેમનો પ્રેમ દરેક માટે છે. તેમને મન સર્વ સમાન છે. શિવ એકજ મહાનલ-દિવ્ય જ્યોતિની ચિનગારી દરેકમાં જુએ છે.

હસ્તગત કરી. તેને ગુરુ માની ફૂલહાર કર્યો, તેની પૂજા કરી અને તેને સારી એવી ગુરુદક્ષિણા આપી. આ ઉપરથી સમજી શકાશે કે શિવને મન ગુરુ ભક્તિનું કેટલું માહાત્મ્ય અને મૂલ્ય છે. પોતે ઉચ્ચ જ્ઞાતિના છે અને સામેનો માણસ હલકી જ્ઞાતિનો છે તેવી ભાવના જ તેમના મનમાં ઊઠતી નથી.

આ જ પ્રમાણે શિવ જ્યારે મલાયામાં હતા ત્યારે એક દિવસ તેમના રસોઇયા શ્રી. નરસિંહ અય્યર સાથે સ્ટુડિયોમાં ફોટો પડાવવા ગયા હતા. તે સમયે દાક્તરનાં કપડાંમાં સજ્જ થઈ ફોટો પડાવવાની આતુરતા શ્રી. નરસિંહ અય્યરના ચહેરા ઉપર શિવે જોઈ. તરતજ શિવે તેમને કહ્યું, "હું તમને મારાં કપડાંમાં જોવા ઇચ્છું છું. તમે પણ આવો ફોટો પડાવો. તરત જ શિવે પોતાનાં કપડાં શ્રી અય્યરને પહેરવા આપ્યાં અને તે કપડાંમાં તેમનો ફોટો પોતાને ખર્ચે પડાવ્યો. શ્રી. નરસિંહ અય્યર તો મંત્રમુગ્ધ થઈ શિવની વાણી સાંભળી જ રહ્યા.

બીજી બાજુ આપણે અખિલ ભારત યાત્રામાં દિલ્હીની જાહેર સભામાં આ વેદાન્ત કેસરીને ગર્જતા સાંભળીએ છીએ ત્યારે તેમની આસપાસ અનેક ઉચ્ચ

અધિકારીઓને બેઠેલા જોઈએ છીએ. ત્યાં તો શિવ પરમાત્માનું મહાન સ્વરૂપ દેખાય છે. તેમની આગળ પ્રધાનો અને ન્યાયાધીશો બાળક જેવા લાગે છે. તેઓને પણ આત્મસાક્ષાત્કારની ઉજ્જ્વળતાનો પરિચય થયો હશે. તેમની મહાનતા આગળ તો દુનિયાની સર્વોચ્ચ ઉજ્જ્વળતા પણ કાંઈ વિસાતમાં નથી.

શિવને મન બધા જ સરખા છે, પછી ભલે તે ભૂમંડળનો શાસકવીર હોય કે રસ્તાનો ભિખારી હોય, મહાધુરંધર પંડિત હોય કે અબોધ બાળક કે ગામડિયો હોય. સર્વ પ્રત્યે શિવ સમાન આદર તથા પ્રેમ દર્શાવે છે.

## આત્મસાક્ષાત્કારનું ફળ

શિવને થએલા આત્મસાક્ષાત્કારનુ અસાધારણ લક્ષણ એ છે કે તેનું ફળ ફક્ત શિવ એકલા જ નથી ભોગવતા પરંતુ સમસ્ત માનવજાતને તેનો લાભ મળે છે. તેમનુ જીવન, તેમની સેવા, તેમનુ જ્ઞાન અને તેમનો પ્રેમ દરેક માટે છે. તેમને મન સર્વ સમાન છે. શિવ એકજ મહાનલ–દિવ્ય જ્યોતિની ચિનગારી દરેકમાં જુએ છે.

શિવનું લખાણ વિશ્વચેતનાના અનંત અને અસ્ખલિત મૂળમાંથી ઝરણાની માફક સ્ફૂરે છે, તેથી તે અવિરત, પ્રેરણાત્મક અને હૃદયભેદક હોય છે. તે અજ્ઞાનના આવરણને ભેદી નાખે છે.

સંત શિવ આ વિશ્વમાં આનંદ, સુખ, શાંતિ અને શકિતનાં કિરણો ફેલાવે છે. જેઓ તેમના દિવ્ય સાનિધ્યમાં રહે છે તેઓ જ નહિ, બલ્કે હજારો માઈલ દૂર વસનાર અને શિવમાં લીન થએલા ભકતો પણ આ સ્પંદનો ગ્રહણ કરે છે અને પોતાનું જીવન ઉન્નત બનાવે છે.

શિવ પોતાની જાતને બીજાઓથી ભિન્ન માનતા જ નથી વળી, જે કોઇ વ્યકિત શિવ પાસે જાય છે તે પોતાનુ પ્રતિબિમ્બ શિવમાં જુએ છે. ફેર એટલો જ કે શિવ દિવ્ય છે.. જ્યારે દર્શનાર્થીના વ્યકિતત્વમાં કંઇક દોષ હોવાની શકયતા છે. છતાં એ એક હકીકત છે કે શિવ દરેક પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. તેઓ દરેકને સારી રીતે સમજી શકે છે. બીજા કોઈ જે સેવા અને સહાયતા કરી શકે તેના કરતાં શિવ વધુ સારી સેવા અને સહાયતા કરે છે.

દરરોજ શિવના કાર્યાલયમાં બહુરંગી જનસમૂહ એકઠો થાય છે. તે જોઈ સૌ કોઈ આશ્ચર્યચકિત બની જાય છે. ભિન્ન ભિન્ન પ્રકારના સ્વભાવવાળા, જુદા જુદા દેશોના અને જુદી જુદી આશાઓ તથા આકાંક્ષાઓ વાળા અનેક માણસો સહાનુભૂતિ અને સાંત્વન ઇચ્છતા અને પોતાની મુશ્કેલીઓનો ઉકેલ શોધતા આ સંતને શરણે આવે છે. શિવના વ્યક્તિત્વમાં, તેમની આજુબાજુ ઊભેલા વિભિન્ન પ્રકારના લોકો પ્રત્યેના વર્તનમાં તથા વલણમાં પ્રતિક્ષણ જે ફેરફારો થાય છે તે જોઈને તો લોકો વિમાસણમાં પડી જાય છે. એક જ શ્વાસે તેઓ દુઃખીને પ્રસન્ન કરે છે, લુંટાએલાને આશ્વાસન આપે છે, પીડિતને સાન્ત્વન આપે છે, શિષ્યને માર્ગદર્શન આપે છે, નવા શિષ્યને ગુરુમંત્ર આપે છે, સાધકને પ્રાણાયામ કરી બતાવે છે, માથું હલાવી એક અંગ્રેજની માફક કોઈનો આભાર માને છે, ભારતીયની માફક બે હાથ જોડી નમન કરે છે, આંખ બંધ કરી ચિંતન કરે છે, હસે છે, શિક્ષણાત્મક રમૂજથી બીજાઓને હસાવે છે. આ બધું શિવ કરી શકે છે શી રીતે ? આ બધાં તેમના હૃદયમાંથી પ્રસ્ફૂટિત થતાં એક જ વિશ્વપ્રેમનાં જુદાં જુદાં સ્વરૂપો છે, છતાં વ્યક્તિ વિશેષની જરૂરિયાત પ્રમાણે તે

શિવનું લખાણ વિશ્વચેતનાના અનંત અને અસ્ખલિત મૂળમાંથી ઝરણાની માફક સ્ફૂરે છે, તેથી તે અવિરત, પ્રેરણાત્મક અને હૃદયભેદક હોય છે. તે અજ્ઞાનના આવરણને ભેદી નાખે છે.

સંત શિવ આ વિશ્વમાં આનંદ, સુખ, શાંતિ અને શક્તિનાં કિરણો ફેલાવે છે. જેઓ તેમના દિવ્ય સાનિધ્યમાં રહે છે તેઓ જ નહિ, બલ્કે હજારો માઇલ દૂર વસનારા અને શિવમાં લીન થએલા ભકતો પણ આ સ્પંદનો ગ્રહણ કરે છે. અને પોતાનું જીવન ઉન્નત બનાવે છે.

શિવ પોતાની જાતને બીજાઓથી ભિન્ન માનતા જ નથી. વળી, જે કોઇ વ્યક્તિ શિવ પાસે જાય છે તે પોતાનું પ્રતિબિમ્બ શિવમાં જુએ છે. ફેર એટલો જ કે શિવ દિવ્ય છે.. જ્યારે દર્શનાર્થીના વ્યક્તિત્વમાં કંઈક દોષ હોવાની શકયતા છે. છતાં એ એક હકીકત છે કે શિવ દરેક પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. તેઓ દરેકને સારી રીતે સમજી શકે છે. બીજા કોઈ જે સેવા અને સહાયતા કરી શકે તેના કરતાં શિવ વધુ સારી સેવા અને સહાયતા કરે છે.

દરરોજ શિવના કાર્યાલયમાં બહુરંગી જનસમૂહ એકઠો થાય છે. તે જોઈ સૌ કોઈ આશ્ચર્યચકિત બની જાય છે. ભિન્ન ભિન્ન પ્રકારના સ્વભાવવાળા, જુદા જુદા દેશોના અને જુદી જુદી આશાઓ તથા આકાંક્ષાઓ વાળા અનેક માણસો સહાનુભૂતિ અને સાંત્વન ઇચ્છતા અને પોતાની મુશ્કેલીઓનો ઉકેલ શોધતા આ સંતને શરણે આવે છે. શિવના વ્યક્તિત્વમાં, તેમની આજુબાજુ ઊભેલા વિભિન્ન પ્રકારના લોકો પ્રત્યેના વર્તનમાં તથા વલણમાં પ્રતિક્ષણ જે ફેરફારો થાય છે તે જોઈને તો લોકો વિમાસણમાં પડી જાય છે. એક જ શ્વાસે તેઓ દુઃખીને પ્રસન્ન કરે છે, લુંટાએલાને આશ્વાસન આપે છે, પીડિતને સાન્ત્વન આપે છે, શિષ્યને માર્ગદર્શન આપે છે, નવા શિષ્યને ગુરુમંત્ર આપે છે, સાધકને પ્રાણાયામ કરી બતાવે છે, માથું હલાવી એક અંગ્રેજની માફક કોઈનો આભાર માને છે, ભારતીયની માફક બે હાથ જોડી નમન કરે છે, આંખ બંધ કરી ચિંતન કરે છે, હસે છે, શિક્ષણાત્મક રમૂજથી બીજાઓને હસાવે છે. આ બધું શિવ કરી શકે છે શી રીતે ? આ બધાં તેમના હૃદયમાંથી પ્રસ્ફુટિત થતાં એક જ વિશ્વપ્રેમનાં જુદાં જુદાં સ્વરૂપો છે, છતાં વ્યક્તિ વિશેષની જરૂરિયાત પ્રમાણે તે

શિવનું લખાણ વિશ્વચેતનાના અનંત અને અસ્ખલિત મૂળમાંથી ઝરણાની માફક સ્ફૂરે છે, તેથી તે અવિરત, પ્રેરણાત્મક અને હૃદયભેદક હોય છે. તે અજ્ઞાનના આવરણને ભેદી નાખે છે.

સંત શિવ આ વિશ્વમાં આનંદ, સુખ, શાંતિ અને શક્તિનાં કિરણો ફેલાવે છે. જેઓ તેમના દિવ્ય સાનિધ્યમાં રહે છે તેઓ જ નહિ, બલ્કે હજારો માઈલ દૂર વસનારા અને શિવમાં લીન થએલા ભક્તો પણ આ સ્પંદનો ગ્રહણ કરે છે અને પોતાનું જીવન ઉન્નત બનાવે છે.

શિવ પોતાની જાતને બીજાઓથી ભિન્ન માનતા જ નથી. વળી, જે કોઈ વ્યક્તિ શિવ પાસે જાય છે તે પોતાનું પ્રતિબિમ્બ શિવમાં જુએ છે. ફેર એટલો જ કે શિવ દિવ્ય છે.. જ્યારે દર્શનાર્થીના વ્યક્તિત્વમાં કંઈક દોષ હોવાની શક્યતા છે. છતાં એ એક હકીકત છે કે શિવ દરેક પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. તેઓ દરેકને સારી રીતે સમજી શકે છે. બીજા કોઈ જે સેવા અને સહાયતા કરી શકે તેના કરતાં શિવ વધુ સારી સેવા અને સહાયતા કરે છે.

દરરોજ શિવના કાર્યાલયમાં ચતુરંગી જનસમૂહ એકઠો થાય છે. તે જોઈ ગમે તે કોઈ આશ્ચર્યચકિત બની જાય છે. ભિન્ન ભિન્ન પ્રકારના સ્વભાવવાળા, જુદા જુદા દેશોના અને જુદી જુદી આશાઓ તથા આકાંક્ષાઓ વાળા અનેક માણસો સહાનુભૂતિ અને સાંત્વન ઇચ્છતા અને પોતાની મુશ્કેલીઓનો ઉકેલ શોધતા આ સંતને શરણે આવે છે. શિવના વ્યક્તિત્વમાં, તેમની આજુબાજુ ઊભેલા વિભિન્ન પ્રકારના લોકો પ્રત્યેના વર્તનમાં તથા વલણમાં પ્રતિક્ષણ જે ફેરફારો થાય છે તે જોઈને તો લોકો વિમાસણમાં પડી જાય છે. એક જ શ્વાસે તેઓ દુઃખીને પ્રસન્ન કરે છે, લુંટાએલાને આશ્વાસન આપે છે, પીડિતને સાન્ત્વન આપે છે, શિષ્યને માર્ગદર્શન આપે છે, નવા શિષ્યને ગુરુમંત્ર આપે છે, સાધકને પ્રાણાયામ કરી બતાવે છે, માથું હલાવી એક અંગ્રેજની માફક કોઈનો આભાર માને છે, ભારતીયની માફક બે હાથ જોડી નમન કરે છે, આંખ બંધ કરી ચિંતન કરે છે, હસે છે, શિક્ષણાત્મક રમૂજથી બીજાઓને હસાવે છે. આ બધું શિવ કરી શકે છે શી રીતે ? આ બધાં તેમના હૃદયમાંથી પ્રસ્ફૂટિત થતાં એક જ વિશ્વપ્રેમનાં જુદાં જુદાં સ્વરૂપો છે, છતાં વ્યક્તિ વિશેષની જરૂરિયાત પ્રમાણે તે

જુદી જુદી રીતે વ્યક્ત થાય છે. દરેક વ્યક્તિને પોતાની ઇચ્છિત વસ્તુ મળી જાય છે. તેમની સમક્ષ જે કૂટ પ્રશ્નો રજૂ કરવામાં આવે છે તે બીજાની દૃષ્ટિએ ભલે મૂર્ખાઈ ભર્યા હોય પણ શિવ તો તેમને યોગ્ય ન્યાય આપે છે. તદ્દન અશક્ય બાબતો વિષે પણ તેમને પૂછવામાં આવે છે. તેમના હૃદયમાં તો દરેક માટે પ્રેમ અને સહાનુભૂતિ જ છે. તેમને મળવા આવનાર વ્યક્તિ તરત જ તેમની સાથે ઐક્ય અનુભવે છે.

શિવ સદા વિશ્વચેતનામાં સ્થિત થએલા છે તેથી કોઈની પણ માન્યતાઓમાં તેઓ વિક્ષેપ નાખતા નથી સાધક જે સ્થાને હોય ત્યાંથી તેને જીવનના ધ્યેય તરફ ઉન્મુખ કરવા માર્ગદર્શન આપે છે, તે માર્ગે આગળ ધપવામાં તેને મદદ કરે છે. સાધક ગમે તે મતનો કે ધર્મનો હોય પણ શિવ કદી તેને ધર્મપરિવર્તન કરાવતા નથી. તેઓ તો દરેકને યોગ્ય માર્ગદર્શન આપી તેને ઉન્નત બનાવે છે.

ॐ

ૐ

# પ્રકરણ છઠ્ઠું

## પૂર્ણયોગ

(૧) શિવના દૈનિક કાર્યક્રમમાં દરેક યોગનાં થોડાં થોડાં તત્ત્વો અવશ્ય રહેલાં છે. તેઓ આપણને પણ તે પ્રમાણે આચરણ કરવા કહે છે.

(૨) શિવનું ત્રિશૂળ–સંકલ્પ પત્ર, દૈનિક કાર્યક્રમ અને આધ્યાત્મિક રોજનીશી સાધકને પૂર્ણયોગના અભ્યાસમાં મદદ કરે છે.

(૩) શિવાનંદ યોગ ભાવી યુગનો યોગ છે.

જગતના ઇતિહાસમાં થઈ ગયેલા અનેક ધર્મોપદેશક સંતમહાત્માઓએ આત્મસાક્ષાત્કારનું ધ્યેય સિદ્ધ કરવા માટે કોઈ ન કોઈ એક માર્ગ બતાવેલો છે; પરંતુ પૂર્ણયોગના ઉપસક તો શિવ એકલા જ છે. તેમણે તો

બધા જ માર્ગોનો સમન્વય સાધ્યો છે. તેઓ ભારપૂર્વક કહે છે કે સાધના ગમે તેટલી કઠોર કેમ ન હોય પણ કોઇ એક જ પ્રકારની સાધનાનો અભ્યાસ સાધક માટે પર્યાપ્ત નથી. દરેક સાધકના આધ્યાત્મિક કાર્યક્રમમાં બધા જ યોગ અર્થાત્ ભગવદ્પ્રાપ્તિના બધા જ માર્ગોનાં થોડાં થોડાં તત્ત્વો હોવાં જ જોઇએ.

શિવનો પોતાનો કોઈ નવો સિદ્ધાંત કે મત નથી. વારંવાર પરમ કૃપાળુ પરમાત્માએ આપણને જે સંદેશો આપ્યો છે તેનુ શિવ પુનરુચ્ચારણ કરે છે. તેઓ પરમાત્માને બદલે જ બોલે છે. કારણ તેઓ પરમાત્મા-સ્વરૂપ છે. આમ છતાં પણ જો આપણે તેમના ઉપદેશોમાં કોઈ નવો સિદ્ધાંત શોધવાની ધૃષ્ટતા કરીએ તો આપણને જડશે એક સિદ્ધાંત–પૂર્ણયોગનો સિદ્ધાંત. શિવ આપણને અનેકવાર ચેતવણી આપે છે કે મનુષ્યના સમગ્ર વ્યક્તિત્વનો સર્વાંગી અને એક સમાન–સંતુલિત વિકાસ જ તેને સહેલાઇથી ધ્યેય સિદ્ધિ તરફ લઈ જઇ શકે છે. મનુષ્યના વ્યક્તિત્વમાં એકાદ પણ નબળાઇ રહી જાય તો તે સર્વનાશ નોતરે છે. તદુપરાંત સાધનાની કોઈ એકાદ શાખાનો વિશેષરૂપથી અભ્યાસ કરવાથી સાધકની સહનશીલતા અને

સમજુતીની ભાવનાનો હ્રાસ થાય છે, તેનાથી તિરસ્કાર અને દ્રોહ પેદા થાય છે અને છેવટે અહંકાર ફૂલીફાલીને સાધક પર પોતાનો અધિકાર જમાવી દે છે. શિવનો 'પૂર્ણયોગનો સિદ્ધાંત' અપનાવવાથી આ બધાં જ ભય-સ્થાનોને નિવારી શકાય છે. તેથી સાધક નિષ્કંટક અને સરળ માર્ગે પરમાત્માના ચરણકમળમાં પહોંચી જાય છે.

આ રહ્યો શિવનો તે સિદ્ધાંત–શિવના જ શબ્દોમાં. શિવે તેને મહામંત્રના રાગમાં રચેલા એક ભજનમાં સરળ રીતે સંકલિત કરી મૂકયો છે. અખિલ ભારત અને લંકા યાત્રામાં શિવ આ ભજન દરેક સભામાં અચૂક ગાતા.

હરે રામ હરે રામ રામ રામ હરે હરે.
હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
થોડું ખાવું થોડું પીવું થોડું બોલવું થોડું સૂવું,
થોડું હળવું થોડું ભળવું થોડી સેવા થોડો આરામ
થોડું કામ થોડી શાંતિ થોડો સ્વાધ્યાય થોડી ભક્તિ,
થોડાં આસન થોડાં પ્રણાયામ, થોડું ચિંતન થોડું ધ્યાન.
થોડા જપ થોડું કીર્તન થોડાં મંત્ર થોડો સત્સંગ,
થોડું થોડું પણ કરો સર્વ આત્મસાક્ષાત્કાર થશે જ જરૂર.

આ રીતે પૂર્ણયોગનો અભ્યાસ કરવાથી આત્મ-સાક્ષાત્કારનો માર્ગ સુગમ બની જશે અને પતનનો કોઇ ભય નહિ રહે

શિવના પ્રત્યેક કાર્યમાં આ પૂર્ણયોગ વ્યક્ત થાય છે. શિવ આપણને જે કરવાનુ કહે છે તે બધી જ બાબતો તેમના દૈનિક જીવનમાં સામેલ હોય છે. ઉપદેશ કરતાં ઉદાહરણમાં તેઓ વધુ માને છે. સૌથી વધુ ધ્યાન ખેંચે તેવી વસ્તુ તો એ છે કે તેઓ પોતાને જરૂરી એવો બધો જ વ્યવહારુ સામાન પોતાની સાથે જ લઇને બહાર નીકળે છે અને આ ભજનમાં કહેલી સર્વ બાબતોનુ આચરણ કરે છે

ઋષિકેશ આવ્યા ત્યારથી કે આજ સુધી જ્યારે જ્યારે શિવ બહાર જાય છે ત્યારે પોતાની સાથે અનેક થેલીઓ રાખે છે તેમાં થોડું થોડું બધું જ હોય છે. બાળકો માટે મિઠાઇ, મોટેરાઓ માટે બિસ્કીટ તથા મેવો, સામાન્ય દર્દી માટે દવાઓ, સાધકો માટે પત્ર-પત્રિકાઓ તથા પુસ્તકો વગેરે બધું જ તેમની સાથે હોય છે શિવે એકવાર કહેલું, "દરેક વ્યક્તિ પાસે એક

એવી થેલી હોવી જોઇએ કે જેમાં એક નાનકડી દુનિયા હોય." આ પછી તેઓ સ્વર્ગાશ્રમમાં રહેતા હતા તે સમયની એક ઘટના તેઓએ કહી સંભળાવેલી. લખનૌનાં મહારાણી સાથે એકવાર તેઓ યાત્રાએ નીકળ્યા હતા ત્યાં રસ્તામાં અકસ્માત થયો. નિર્જન સ્થળે મોટર ધૂળમાં ફસાઈ ગઇ. તે સમયે મોટર-ડ્રાઇવર દીવાસળીની પેટી અને મીણબત્તી માટે ફાંફાં મારવા લાગ્યો. તરત જ શિવે આ વસ્તુઓ પોતાની થેલીમાંથી કાઢી દીધી. આ ઉપરાંત તે થેલીમાં બાળકો માટે બિસ્કીટ, સોય-દોરો, ગુંદર, ટીંક્ચર-આયોડીન, એસ્પીરીન, સેરીડોન, માળા, મંત્ર-પોથી વગેરે ઘણું બધું હતું. તેઓ કહે છે કે રસ્તે જતાં પણ તમે થોડું દાન કરી શકો છો, બસ સ્ટેન્ડ પર મોટરની રાહ જોવી પડે અને તેથી સમય મળે તો થોડા મંત્ર લખી શકો છો કે માળાના થોડા મણકા ફેરવી શકો છો.

શિવે રચેલી આધ્યાત્મિક રોજનીશી તમારો ઘેર બેઠે ગુરુ છે. પૂર્ણયોગના અભ્યાસમાં તે તમને ખૂબ મદદ કરશે. સાધનાને લગતી સર્વ બાબતો શિવે આ રોજનીશીમાં આવરી લીધી છે. તમે કેટલી માળા કરી કેટલા મંત્ર લખ્યા તે માત્ર ઉપર ઉપરથી જોઇ જવા

માટે નહિ પરંતુ ઉત્સાહ ઓસરી ન જાય તે માટે શિવ આ રોજનીશીમાં રોજિંદા અભ્યાસની બધી જ વિગત નોંધવાનું કહે છે. આ રોજનીશી અને તેના બીજા બે ભાગ–દૈનિક કાર્યક્રમ અને વાર્ષિક સંકલ્પ પત્ર શિવના ત્રિશૂળનાં ત્રણ પાંખિયાં છે. આ ત્રિશૂળ આગળ સાંસારિકતા અને અજ્ઞાનતાનો દૈત્ય ઊભી પૂંછડીએ નાસી જાય છે.



## ઉપસંહાર

શિવનો આ પૂર્ણયોગ માનવજાતને એક મોટી ભેટ સમાન છે. વિશ્વશાંતિ સ્થાપવામાં, સર્વનું ભલું કરવામાં અને વિશ્વબંધુત્વ કેળવવામાં તેનો સૌથી મોટો ફાળો છે. આ યોગના મૂળમાં વિશાળ ભાવના રહેલી છે. તેમાં સર્વ ધર્મોનું અને સર્વ દેશોનાં ધર્મશાસ્ત્રોનુ નવનીત રહેલું છે. તે વિશ્વવ્યાપક છે. તેની ભૂમિકા સર્વસામાન્ય છે.

આ પૂર્ણયોગનો અભ્યાસ કરવાથી મનુષ્ય ઉન્નત બને છે, તેની દૃષ્ટિ વિશાળ બને છે, તેનુ હૃદય ફૂલું બને છે, તેની બુદ્ધિ ખીલે છે અને થાય છે તેની આત્મચેતનાની જાગૃતિ. આ યોગના જ્ઞાનથી મનુષ્ય ઉન્નત જીવન જીવે છે, સર્વ પ્રત્યે પ્રેમ રાખે છે અને સર્વની સેવા કરે છે. તે પોતાની જાતને પૂર્ણ કરવા પ્રયત્ન કરે છે, આંતરિક નબળાઇઓ નિર્મૂળ કરવા પ્રયત્ન કરે છે અને સદ્‌ગુણો કેળવવા પ્રયત્ન કરે છે.

કોઈ પણ પ્રકારના ધર્મ, જ્ઞાતિ કે જાતિના ભેદ-ભાવ સિવાય શિવનો શિષ્ય તેના બીજા બાંધવો કરતાં સારો મનુષ્ય બની શકે છે. તે પોતાના રોજિંદા જીવનમાં

વિશ્વબંધુત્વનો, વિશ્વઆત્મત્વનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરે છે. આ છે શિવે શિષ્યને બતાવેલું લક્ષ્ય. આ લક્ષ્યને પહોંચવાનો પ્રયત્ન કરતાં કરતાં તે એક દિવ્ય પુરુષ બની જાય છે. અંતે તે પરમાત્માનો સાક્ષાત્કાર પામે છે.

શિવનો યોગ ભાવી યુગનો યોગ છે. જેમની ચરણરજ આપણને પવિત્ર બનાવે છે, આપણું રક્ષણ કરે છે અને આ સંસારના અંધકારમય, ભયંકર રણમાં આપણને રક્ષણ આપે છે તેવા ગુરુ ભગવાન, યોગેશ્વર અશરણશરણ, મનુષ્ય શરીરમાં રહેલા પરમાત્માસ્વરૂપ પરમ પૂજ્ય મહામંડળેશ્વર શ્રી. સ્વામી શિવાનંદ સરસ્વતી ઘણું જીવો અને માર્ગ ભૂલેલી આ માનવજાતને

અસત્યો માંહેથી પરમ સત્યે
ઊંડા અંધારેથી પરમ તેજે
મહામૃત્યુમાંથી અમૃત સમીપે
લઈ જાઓ.

ૐ શ્રી. સદ્ગુરુ દેવકી જય,
હરિ ૐ તત્ સત !

## શિવાનંદ: પૂર્ણતાના સ્મારક સ્તંભ

શિવાનંદ આશ્રમ પોતે જ શિવના પૂર્ણયોગનું જ્વલંત સ્મારક છે.

આવો, ગંગાજીનાં પવિત્ર જળમાં સ્નાન કરી પવિત્ર બનો. તેના કિનારે બેસી જપ કરો. કાર્યાલયમાં શિવના સત્સંગનો લાભ લો. દવાખાનામાં જઈ દર્દીની સેવા કરો. કાર્યાલયમાં જઈ થોડી નિષ્કામ સેવા કરો. જ્ઞાનયજ્ઞમાં ભાગ લો. પુસ્તકાલયમાં જઈ આધ્યાત્મિક પુસ્તકોનુ પઠન કરો. ભજનગૃહમાં જઈ કીર્તન કરો. વિશ્વનાથ મંદિરમાં જઈ પરમાત્માની પૂજા કરો. હઠયોગના નિષ્ણાત પાસે જઈ આસન-પ્રાણાયામ શીખો. ઉન્નત આત્માઓ અને વેદાંતીઓનાં જ્ઞાનપૂર્ણ પ્રવચનો સાંભળો. મંદિરની પરસાળમા બેસી સ્વાધ્યાય કરો એકાંતમા ધ્યાન ધરવા અને બ્રહ્મ વિચાર કરવા માટે આશ્રમની પાસેના જંગલમાં ચાલ્યા જાઓ શિવાનંદ આશ્રમના અન્નક્ષેત્રમાં જઈ આ સ્થૂળ શરીર માટે ભોજન લો. કાર્યાલય અને પુસ્તકાલયમાં જઈ મનને ખોરાક પૂરો પાડો યોગવેદાન્ત અરણ્ય વિશ્વવિદ્યાલયમાં બુદ્ધિ માટે ખોરાક મળી રહેશે,

અને આત્માનો ખોરાક સંત શિવની દિવ્ય હાજરી માત્રથી મળી રહેશે.

આ રીતે પૂર્ણયોગના અભ્યાસ માટે જરૂરી બધીજ સગવડો શિવાનંદ આશ્રમ પૂરી પાડે છે.

## શિવાનંદ સાહિત્ય : પૂર્ણયોગની જળહળતી જ્યોત

કયા વિષય ઉપર શિવે કલમ નથી ચલાવી ? યોગની બધી જ શાખાઓ, આરોગ્ય, વૈદક ઉપરાંત "પૈસાદાર કેવી રીતે થવું" વગેરે વિષયો ઉપર શિવે ખૂબ પ્રેરણાત્મક પુસ્તકો લખ્યાં છે. તેમનાં લગભગ બધાં જ, પુસ્તકોમાં દરેક યોગ વિષે થોડું ઘણું તો હોય જ.

શિવના ઉપદેશથી શરીર મજબૂત બને છે, ચિત્તશુદ્ધિ થાય છે, મન સ્થિર થાય છે, બુદ્ધિ ખીલે છે, હૃદય જીતાય છે અને થાય છે આત્માની ઉન્નતિ.

ૐ શ્રી સદ્‌ગુરુ પરમાત્મને શિવાનંદાય નમઃ

હરિ ૐ તત્ સત્

શાંતિઃ ! શાંતિઃ !! શાંતિઃ !!!

ૐ